# પ્રજાપતિ સંતો



શિવલાલ જેસલપુરા



# પ્રજાપતિ સંતો

પ્રાચીન – અર્વાચીન નવ
પ્રજાપતિ સંતોની જીવનકથાઓ



શિવલાલ જેસલપુરા

મૂલ્ય એક રૂપિયો

# નિવેદન

પ્રાચીન કાળથી પ્રજાપતિ કોમને ભકિત વરી છે. સીનેમાના પડદા પર રજુ થઈ હિંદની જનતાને ગાંડી બનાવી મૂકનાર ગોરા ભગત, શ્રી. ઝવેરચંદ મેઘાણીના ' સોરઠી સંતો 'માં સ્થાન પામનાર મેપા ભગત, મુંબઈના કરોડાધિપતિ શેઠ શ્રી. વીસનજી ખીમજીની જીવનભર સેવા પામનાર શ્રી. પુરુષોત્તમદાસજી અને આખા ય ચરોતરની જનતાનાં હૃદય જીતનાર શ્રી. ગોપાલદાસ જેવા સંતોએ આ કોમમાં જન્મ લઇ તેને ગૌરવવંતી ને પવિત્ર બનાવી છે. આવા નવ સંતોની જીવનકથાઓને અત્રે પુસ્તકદેહ આપવામાં આવ્યો છે. આશા છે કે જ્ઞાતિસંસ્કારની એ સામગ્રીમાંથી પ્રજાપતિ કોમ ઉચ્ચ જીવનસંદેશ મેળવશે.

પુસ્તકની શૈલી વિષે થોડી સ્પષ્ટતા જરૂરી છે. કલ્પનાનાં રંગો, ભાષાની ભભક અને એવાં બીજાં અહીં રજૂ થયાં છે તેથી વધુ ઉચ્ચ કલાતત્ત્વો અત્રે રજૂ થઈ શકયાં હોત. પરંતુ જનતા-દેવની આરાધનામાં એ મોહ મેં જતો કર્યો છે.

પ્રજાપતિ કોમ માટે આ પુસ્તક ગૌરવનો વિષય છે. "જ્ઞાતિ-સંસ્કારનાં દર્શન માટે હજારોની સંખ્યામાં આ પુસ્તક ઊપડવું જોઇએ " એવી એક મુરબ્બીની શુભેચ્છા દેશપરદેશવાસી જ્ઞાતિબંધુઓ જરૂર પાર પાડે.

આ પુસ્તક પ્રસિદ્ધ થવાના સમાચાર સાંભળતાં વેંત મને પત્રોથી પ્રોત્સાહિત કરનાર અને બીજી સગવડો કરી આપનાર સર્વ મુરબ્બીઓ અને મિત્રોનો, ખાસ કરીને ગોધરાનિવાસી શ્રી. મોહનલાલ ર. ભગતનો, વિરમગામનિવાસી શ્રી. નાથાલાલ માધવજી પ્રજાપતિનો, જ્ઞાતિસેવા ભેખધારી શ્રી. કૃષ્ણાનંદ બ્રહ્મચારીજીનો અને રાજકોટનિવાસી શ્રી. બાબુલાલ ઓઝાનો અત્રે આભાર માનવાની તક લઉં છું.

વિરમગામ. ૧-૧-૪૪ **શિવલાલ તુલસીદાસ જેસલપુરા**

"સંસ્કૃતિ જો વિલીન પામે તો બેદરકારી જ એમાં કારણભૂત છે. પ્રાચીન કાળમાં ગૌરવભર્યું ઉચ્ચ સ્થાન ભોગવતી આપણી પવિત્ર જ્ઞાતિમૈયાની આધુનિક કલંકીત દુર્દશા માટે જવાબદાર સર્વ જ્ઞાતિસંતાનો છીએ. ઈતિહાસનાં ઓજસ્વી પાનાંઓ પર જ્ઞાતિને ઉજ્જવળ લેખાવનારાં સાચાં તત્ત્વો ગુમાવી દઈ વિનાશને આપણે વહોરી લીધો છે. નવસર્જન પામતા આજના યુગમાં જ્ઞાતિનું ઉચ્ચ સ્થાન જાળવવું હોય તો એ પવિત્ર તત્ત્વના પુનઃ સ્વીકાર માટે આપણે તૈયાર રહેવું જોઈએ. જ્ઞાતિને આદર્શતા અર્પી ગયેલા ...ઓનાં સંસ્મરણ સાથે જીવનનીતિમાં પલટો કરી કર્તવ્યપંથે આપણે વિચરવું જોઈએ. પણ એ તત્વનું આપણામાં સિંચન કરનારું—જ્ઞાતિવિભૂતિઓની યાદ આપનારું આજે આધારભૂત સાધન શું ?

જ્ઞાતિવિભૂતિઓની સંપૂર્ણ પિછાન આપતો એકે ય સળંગ ચરિત્રગ્રંથ આપણને સાંપડયો નથી. કોમની આ શરમજનક વસ્તુને દૂર કરવા રા. શિવલાલ જેસલપુરાએ કમર કસી. જ્ઞાતિવિભૂતિઓનાં સંસ્મરણ દ્વારા સાચા સત્ત્વની રસલહાણ વહાવતા એક અનુપમ જ્ઞાતિગ્રંથ તૈયાર કરવાની શુભ પ્રવૃત્તિ તેમણે શરૂ કરી. અને એ શુભ પ્રવૃત્તિના સફળ પરિણામરૂપે 'પ્રજાપતિ સંતો' પ્રગટ થાય છે એ કોમનાં સદ્ભાગ્ય છે.

અનુપમ જ્ઞાતિઈતિહાસ સમા 'પ્રજાપતિ સંતો'ની હસ્તપ્રત વાંચી આવો સુંદર જ્ઞાતિગ્રંથ તૈયાર થવા બદલ મને અપાર આનંદ થાય છે. સહેલાઈથી સર્વ સમજી શકે એવી સાદી સરળ ભાષામાં, વાર્તાશૈલીમાં આ પુસ્તક જ્ઞાતિબંધુઓને જરૂર રુચશે. આવું ઉત્તમ પ્રકાશન કરી જ્ઞાતિસેવાનું કાર્ય બજાવવાના રા. શિવલાલ જેસલપુરાના આ શુભ પગલાને અંતરથી અભિનંદન આપું છું. આ સુંદર ગ્રંથને આનંદભેર સત્કારીને જ્ઞાતિજનો પ્રેરણા મેળવશે એ જ અંતરની અભિલાષા."

રાજકોટ, તા. ૨૫–૧૨–૪૩ બાબુલાલ ના. ઓઝા

—— પ્રકાશક ——
પુરુષોત્તમદાસ તુલસીદાસ પ્રજાપતિ
રૈયાપુર : વિરમગામ
આવૃત્તિ પહેલી : સંવત ૨૦૦૦
મૂલ્ય ૧ રૂપિયો પો. પે. માટે ૨ આના અલગ
પરદેશ માટે ત્રણ આના વધુ

# અનુક્રમણિકા





માધવલાલ ધરમચંદ ભાવસાર
શ્રી કલ્યાણ પ્રિન્ટીંગ વર્કસ, શાહપુર : અમદાવાદ.
—— મુદ્રક ——

## આ યુગના મહાન પ્રજાપતિ સંત

## શ્રી. પુરુષોત્તમદાસજી.

( ગોધરા )



જન્મ:
જન્માષ્ટમી : સંવત ૧૯૧૧

દેહવિલય:
ધનતેરશ : સંવત ૧૯૯૨

આ યુગના મહાન પ્રજાપતિ સંત

**શ્રી. ગોપાળદાસજી.**



| જન્મ : | દેહવિલય : |
| --- | --- |
| ગુરુપૂર્ણિમા : સંવત ૧૯૨૪ | માહ વદ ૫ . સંવત ૧૯૯૦ |

રાજા હિરણ્યાકશ્યપને સત્તાનો મદ ચડયો હતો. તેણે રાજ્યમાં આણ ફેરવી દીધીઃ "મારા રાજ્યમાં જે કોઇ ઇશ્વરનું નામ લેશે તેનું માથું ધડ ઉપર નહિ રહે. પ્રજાનો ખરો પાલક રાજા છે. તેના નામનું જ પ્રજાએ રટણ કરવું જોઇએ."

પોતાના કુમારવયના પુત્ર પ્રહ્‌લાદજીને બોલાવી કહી દીધું: "કુમાર! મારી આજ્ઞાનું બરાબર પાલન થાય તે તમારે જોવાનું છે."

આખા યે રાજ્યમાં હાહાકાર વર્તાઇ ગયો. બધી યે પ્રજા ઊંડા શોકમાં ગરકાવ થઈ ગઈ. સૌ વિચારી રહ્યું: "જેની ઇચ્છા વિના ઝાડનું પાંદડું યે ફરકતું નથી તેનું નામ લેવાની પણ મનાઇ? એ ત્રિભુવનપતિ આગળ આ જગતના રાજાનો તે શો હિસાબ? રાજાને યે આ શો ગર્વ ચડયો છે? તેને શી આ દુર્બુદ્ધિ સૂઝી છે?"

પણ પ્રજા ઉપર હિરણ્યાકશ્યપની ભારે ધાક હતી. પછી શાનું કોઇ ચૂંચાં કરી શકે? વધુમાં પ્રહ્‌લાદજી તરફથી માર્ગેમાર્ગે અને શેરીએશેરીએ સૈનિકોનો સખત પહેરો

ગોઠવવામાં આવ્યો હતો અને આનું બરોબર પાલન થાય તે માટે પૂરતી તકેદારી રાખવામાં આવી હતી.

× × ×

હિરણ્યાકશ્યપની નગરીમાં એક ભક્ત રહે. નામ હરિદાસ. જાતે પ્રજાપતિ. આખો દિવસ હરિભજનમાં તલ્લીન રહે. માત્ર ગુજરાન પૂરતું થોડું માટીકામ કરે.

ભગતજીએ માટીનાં વાસણ પકવવાનો આજે નિશ્ચય કર્યો હતો. પોતાની પત્નીની મદદથી ઉતાવળે ઉતાવળે તેમણે વાસણ એકઠાં કર્યાં, બરોબર ગોઠવ્યાં અને પછી સંધ્યાટાણે નીભાડો સળગાવ્યો.

ઘડી થઇ ને ઘરમાંથી બિલાડી નીકળી. હાંફળીફાંફળી થઈ તે આમતેમ દોડવા લાગી. તે માળિયે ચડી. ઉતરેડો પાછળ તે દોડી ગઇ. ઘરના ખૂણેખૂણા તેણે તપાસી જોયા. વળી પાછી તે બહાર આવી. આંગણામાં પડેલાં થોડાં કાચાં વાસણમાં તેણે ડોકિયાં કરી જોયાં. અને છેવટ 'મ્યાંઉ' 'મ્યાંઉ'ની ચીસોથી આખું આંગણું ગજાવી મૂક્યું.

બિલાડી પોતાનાં બચ્ચાં શોધી રહી હતી તે ભગતજી તુરત જ સમજી ગયા. તેમણે ને તેમની પત્નીએ પણ આખું ઘર ફેંદયું, કૉઢ ફેંદી, આંગણું ફેંદયું. પણ બિલાડીનાં બચ્ચાંનો પત્તો ન લાગ્યો તે ન જ લાગ્યો. ભક્તદંપતીને હૈયે ધ્રાસકો પડ્યો: "જરૂર, એ બચ્ચાં સળગતા નીભાડામાં હોવાં જોઈએ."

ભક્તદંપતીનાં હૃદય વાત્સલ્યથી ભરાઈ આવ્યાં. તેમની આંખમાં શ્રાવણભાદરવો વરસવા લાગ્યો.

પણ હવે શો ઉપાય?

હરિદાસ ઇશ્વરના અનન્ય ભક્ત હતા. ઈશ્વર ઉપર તેમને પૂરી નિષ્ઠા હતી. બિલાડીનાં બચ્ચાંને ઈશ્વર સિવાય બીજું કોઈ બચાવનાર નથી એવી તેમને ખાત્રી હતી. એટલે તેમને ઉપાય માત્ર એક સૂઝયો: ઈશ્વરભજન.

પણ તેમ કરતાં રાજા હિરણ્યાકશ્યપની આણનો ભંગ થતો હતો અને માથે મોત વહોરવાનું હતું તે!

આ મુશ્કેલી હરિદાસને ન નડી. તેમણે ક્યારનો વિચાર કરી લીધો હતો: "બિલાડીનાં બચ્ચાંને બચાવવાં એ મારો ધર્મ છે. એમ કરતાં રાજાની આણનો ભંગ થશે એટલું જ ને? પણ મારા એકના ભોગે પાંચ જીવ તો બચી જશે ને?"

પ્રજાપતિ ભક્તે હરિસ્મરણ શરૂ કરી દીધું. પાછળથી ભક્તપત્ની પણ તેમાં સામેલ થયા.

રાત્રિનો સમય વીતતો જાય છે. એક પહોર વીતે છે, બીજો પહોર વીતે છે ને ભક્તદંપતીની ઈશ્વરધૂન જામતી જાય છે.

બરોબર મધરાત થઈ.

રાજઆજ્ઞાનું બરોબર પાલન થાય છે કે નહિ તે જોવાને પ્રહ્લાદજી આજે નગરીમાં ફરી રહ્યા હતા. તે ત્યાંથી પસાર

થયા. તેમના કાન પર 'હરિ' 'હરિ'નો અવાજ પડ્યો. તેમની આંખ ફાટી.

અવાજ ઉપરથી તે હરિદાસની સન્મુખ આવી ઊભા. જુએ છે તો ભક્તદંપતી ઈશ્વરધૂનમાં મસ્ત છે.

ક્રોધમાં પ્રહ્લાદજીએ ત્રાડ મારી: "રાજઆજ્ઞા તેં નથી સાંભળી? આ તું કોનું નામ જપી રહ્યો છે?"

ભગતજીએ શાંતિથી જવાબ આપ્યો: "શ્રીહરિ જ સર્વસત્તાધીશ છે. તેના વિના બીજા કોના નામનો જાપ થઈ શકે?"

"તારો શ્રીહરિ સર્વસત્તાધીશ?"

ભગતજીએ વધારે શાંતિથી કહ્યું: "હા."

પ્રહ્લાદજીના ક્રોધે માઝા મૂકી. તે બોલી ઊઠ્યા: "આ પૃથ્વીતલનું રાજ્ય મારા પિતાજીને તાબે છે. લાખોનું સૈન્ય તેમની આજ્ઞા ઊઠાવવાને તૈયાર છે. હજારો રાજવીઓ તેમના પગની ધૂળ ચાટતા આવે છે. સર્વસત્તાધીશ કોણ? જેનું જગતમાં નામનિશાન પણ દેખાતું નથી તે તારો શ્રીહરિ કે મારા પિતાજી?"

ભગતજી આવેશમાં આવી ગયા. તેમણે કહ્યું: "કુમાર! તમારા સર્વસત્તાધીશ પિતાજીને કહો કે અડ્યા વિના ઝાડનું એક પાંદડું યે ફરકાવે. કહી જુઓ કે આકાશને ઊગમણે બારણેથી પ્રકાશનું એકાદ કિરણ ફેલાવે. જઈને કહી જુઓ કે પૃથ્વીને લીલીછમ કરતા વરસાદનું એક ફોરું યે વરસાવે."

પ્રહ્‌લાદજી ઘડીભર શાંત પડી ગયા. પળવાર વિચારમાં ઊંડા લીન થઇ ગયા.

ભગતજીએ શાંતિથી બિલાડીનાં બચ્ચાંની વાત પ્રહ્‌લાદજીને કહી સંભળાવી.

પ્રહ્‌લાદજીએ ભગતજીની વાતને હસી કાઢી: "શું તારો પ્રભુ એમ અગ્નિમાંથી બિલાડીનાં બચ્ચાંને બચાવવાનો હતો?"

"જરૂર," ભગતજીએ મક્કમતાથી જવાબ આપ્યો.

"મને લાગે છે કે તું નાહકનો મોત વહોરી રહ્યો છે." પ્રહ્‌લાદજીએ જણાવ્યું.

"ના, ના, મારો પ્રભુ એમ મને નહિ છેતરે. સવારે નીંભાડો ઠરે ત્યાં સુધી જરા થોભી જાઓ. પછી તમારે આ ડોકું ધડ પરથી ઉડાડી મૂકવું હોય તો ખુશીથી તેમ કરજો." ભગતજીએ આજીજીપૂર્વક કહ્યું.

પ્રહ્‌લાદજીને સવાર સુધી થોભી જવાનું ઠીક લાગ્યું.

સવાર પડયું. ભકતદંપતીએ નીંભાડો ઉખેળવા માંડયો. આખો યે નીંભાડો ઉખેળાઇ ગયો. માત્ર પાંચ વાસણ બાકી રહ્યાં. હજુ બિલાડીનું એકે બચ્ચું બહાર નીકળ્યું નહીં.

ભક્તપત્ની કંપી રહ્યા છે. તેમણે ધ્રૂજતે હાથે માંડમાંડ હિંમત રાખીને તેમાંથી એક વાસણ ઉપાડયું. અને તે સાથે જ તેમાંથી એક બચ્ચું બહાર દોડી આવ્યું. એક પછી એક પાંચે વાસણ તેમણે ઉપાડયાં. પાંચ બચ્ચાં બહાર કૂદી આવ્યાં.

"વાહ! મારા પ્રભુ! મારા નાથ!" ભકતપત્નીથી બોલી જવાયું.

ભકતદંપતીની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં.

"વાહ! હરિના દાસ!" કહી પ્રહ્‌લાદજી ભગતજીના પગમાં નમી પડયા.

હરિદાસે કયાંય સુધી ધૂન મચાવ્યા કરી:

"પાંચ પાત્ર કાચા રહી ગયા, તેમાં દીઠાં બિલાડીનાં બાળ;
એ રે એંધાણે હરિને ઓળખ્યા, હવે નહિ છોડું રામ."

× × ×

પ્રહ્‌લાદજી સીધા રાજમહેલમાં દોડી ગયા. હિરણ્યાકશ્યપ બેઠા હતા ત્યાં ગયા.

તેમણે બોલવા માંડયું: "શ્રીહરિ, શ્રીહરિ."

હિરણ્યાકશ્યપે ક્રોધપૂર્વક કહ્યું: "કુમાર! તમે કોનું નામ લઈ રહ્યા છો?"

પ્રહ્‌લાદજીએ 'શ્રીહરિ' બોલતાંબોલતાં શસ્ત્રો, વસ્ત્રો અને આભુષણો ઉતારવા માંડયાં.

"કુમાર! તમને આ શું ગાંડપણ આવ્યું છે?" હિરણ્યાકશ્યપે ફરીથી પૂછયું.

"ના, પિતાજી, એ ગાંડપણ નથી. શ્રીહરિ જ સર્વસત્તાધીશ છે. જુઓ, જુઓ, તેની મરજી વિના ઝાડનું પાંદડું યે નથી હાલી શકતું, વરસાદનું ફોરુંયે નથી પડી શકતું, પ્રકાશનું કિરણે નથી આવી શકતું. લો, લો, પિતાજી, આ તમારૂં કુમારપદ મારે નથી જોઇતું. મારે આ રાજ્યપાટ ન ખપે."

પ્રહ્‌લાદજીએ એક પળમાં પૃથ્વીતલના રાજ્યનો ત્યાગ કરી દીધો ને હરિદાસને ગુરુ તરીકે સ્થાપીને આખી યે જીંદગી ઈશ્વરભકિતમાં વિતાવી.

# રંકાવંકા

પ્રાચીન કાળમાં ભરતખંડમાં કનકાવતી નામે એક નગરી હતી. એ નગરીમાં એક પ્રજાપતિ દંપતી વસતું હતું. પુરૂષનું નામ રંકા હતું અને સ્રીનું નામ વંકા હતું. બંને ધર્મપ્રેમી હતાં. ધંધો કર્યા બાદ જે સમય રહેતો તે તેઓ ઇશ્વરનું સ્મરણ કરવામાં ગાળતાં. ઘેર સાધુસંતો આવતા તેમનો તેઓ પ્રેમપૂર્વક સત્કાર કરતાં. વારતહેવારે કથાકીર્તનોમાં તેઓ હાજરી આપતાં. આમ વ્યવહારનાં કામો કરતાંકરતાં બને તેટલું ધાર્મિક જીવન ગાળવાનો તેઓ પ્રયત્ન કરતાં.

પરંતુ વ્યવહાર અને ધર્મ બંનેને સાચવવા જતાં ધર્મના કામમાં મોળપ આવે છે. દુન્યવી ચીજોની સાથે રહીને કરવામાં આવતી ભકિત અપૂર્ણ રહે છે. આ સત્ય એક દિવસ રંકાવંકાને સમજાઇ ગયું. તેમણે નિશ્ચય કરી લીધો: “ક્ષણભંગુર દુન્યવી વસ્તુઓને કોણ સાચવે? ઘર-બાર, રાચરચીલું એ પથારો કોણ રાખે ? આપણે તો ઝૂંપડી જ ભલી. લૂગડાંની ચીંદરડીઓ સાંધીશીવીને કરેલી કંથા ને ગોદડી જ આપણે ભલી. સાંજનું સાંજે ને સવારનું સવારે એમ રોજ પ્રભુ જે કંઈ આપ્યા કરે તેજ ખાવું ભલું.”

બસ; ઘરબાર, રાચરચીલું, ઘરેણુંગાંઠું, બધું જ રંકા-વંકાએ ધર્મકાર્યમાં અર્પણ કરી દીધું. પ્રભુને નામે તેઓ ભિખારી બની ગયાં.

ગામ બહાર રંકાવંકાએ એક ઝૂંપડી બાંધી અને ત્યાં રહી બધો જ સમય પ્રભુભકિતમાં ગાળવા માંડયો. ખાવા માટેની ચિંતા પણ તેમણે છોડી દીધી. ઝૂંપડીની નજીકમાં કંદમૂળ કે ફળો મળે તે ખાવા, અથવા તો કોઇ હરિનો જન ભોજન આપવા આવે તો એક ટંક પૂરતું સ્વીકારવું, નહિ તો ભૂખ્યા ચલાવી લેવું એજ નિયમનું પાલન તેમણે કરવા માંડયું.

રંકાવંકાના આ ત્યાગની સુવાસ ચોતરફ ફેલાઇ ગઇ. લોકોનાં ટોળેટોળાં તેમનાં દર્શન કરવા આવવા લાગ્યાં. તરેહતરેહની ભેટસોગાદોના ઢગલા તેમને ચરણે ખડકાવા માંડયા. પણ રંકાવંકાને મન તો તેની કશી કિંમત નહોતી. "ધનસંપત્તિ તો કાદવ સમાન છે. એ કાદવમાં હાથ બોળી તેને ધોવા બેસવા કરતાં તેને અડીએ જ નહિ તો શું ખોટું ?" એમ કહીને રંકાવંકા બધી જ ભેટોને પાછી વાળતાં.

× × ×

કનકાવતીનાં દેવમંદિરો સૂનાં થયાં. તેના પૂજારીઓ ને મહંતોની ભેટસોગાદો બંધ પડી ગઇ. તેમના કથા-મંડપો ઉજ્જડ બની ગયા. અને તેથી આ ભકતદંપતીની કીર્તિ તેમની આંખમાં કણાની માફક ખૂંચવા લાગી.

તેઓ રાજાની પાસે ઊપડયા. રાજાને રંકાવંકા વિષે કેટલીક અવળી વાતો કરી તેમણે છેવટે કહ્યું: "મહારાજ, આપ બેઠા છતાં બધી પ્રજા અવળે માર્ગે દોરાય એ તો ગજબ વાત છે. રાજા તો પ્રજાના પિતા છે. તેણે પ્રજાનું હિત જોવું જોઈએ."

રાજાએ જવાબ આપ્યો: "પણ રંકાવંકા તો મહાન ત્યાગી છે. લાખોની ભેટસોગાદોને એ ભક્તદંપતી તુચ્છ ગણે છે."

"શો ત્યાગ, મહારાજ? લોકોને દેખાડવા નાની ભેટો લેવી નહિ ને મોટી ભેટો ઘરમાં છાનીમાની ઘુસાડી દેવી એનું નામ તે ત્યાગ કે સ્વાર્થ?" એક મહંતે કટાક્ષમાં કહ્યું.

"એ તો કિમિયો છે કિમિયો, મહારાજ! નાની ભેટો ન સ્વીકારે તો લોકો મોટી ભેટો લાવીલાવીને ધરે એ માટેની એ યુક્તિ છે." બીજાએ ટેકો આપ્યો.

"નર્યું પાખંડ છે, મહારાજ!" સૌ મહંતપૂજારીઓ પોકારી ઊઠયા.

રાજાએ શાંતિથી ઉત્તર આપ્યો: "હું જાતે એમના ત્યાગની પરીક્ષા કરીશ."

રાજાની જય પોકારીને સૌ હર્ષપૂર્વક ચાલ્યા ગયા.

× × ×

રાજાએ પ્રધાનને હુકમ કર્યો: "રંકાવંકાના ત્યાગની પરીક્ષા કરી જુઓ. લો મારો આ સોનાનો હાર. તેમના માર્ગની વચ્ચે તે મૂકી જુઓ."

પ્રધાને રંકાવંકાની ઝૂંપડી નજીકના માર્ગ ઉપર હાર મૂકયો અને પોતે ઝાડ ઉપર ચઢી ગયો.

રંકાવંકા ઝૂપડીની આસપાસ ફરતાં હતાં. આગળ રંકા હતા ને પાછળ વંકા હતા. રંકાની નજર હાર પર પડી. ઘડીવાર થોભીને તેમણે હાર પર ધૂળ વાળી. ને પછી આગળ ચાલવા માંડયું.

રંકાજી માર્ગમાં અટકયા તે વંકાની ધ્યાનમાં આવ્યું હતું. થોડીવારે વંકા ત્યાં આવી પહોંચ્યા. તેમણે ધૂળમાંથી ડોકિયા કરતા હારને જોયો. તેમણે રંકાજીને સાદ પાડયો : "નાથ ! ઊભા રહો. તમે જ આ હાર ઉપર ધૂળ વાળી હતી ને ?"

"હા, પ્રિયે ! હારથી કદાચ તમારૂં મન—" રંકાજી જવાબ આપતા હતા. ત્યાં તો વચમાં જ વંકા બોલી ઊઠયા : "મારૂં મન લોભાઇ જાય એમ ને ? તમે એને સોનું ગણતા હશો. પરંતુ હું તો એને પીળી માટી જ માનું છું."

પતિપત્ની આગળ ચાલ્યા ગયા. પ્રધાન ચૂપચાપ ઝાડ પરથી ઉતરી ગયો. બનેલી હકીકત જઈને રાજાને જણાવી.

રાજા આશ્ચર્ય પામ્યો. તેને પોતાને રંકાવંકાની પરીક્ષા કરવાની ઉત્કંઠા જાગી.

પોતાનો કિંમતીમાં કિંમતી હીરાનો હાર લઇને રાજા ઊપડયો. ઝૂંપડીમાં છાનોમાનો તે મૂકી દીધો ને પોતે છુપા વેશમાં ત્યાં બેઠો.

રંકાવંકાની નજર હાર પર પડી. તેમના દિલમાં ધ્રાસકો પડયો: "અરેરે! કોઇ મુસાફર તેનો હાર અહીં ભૂલી ગયેલ હશે. તેને કેટલું દુઃખ થતું હશે?"

"ચાલો, આપણે એ હાર રાજાને સોંપી દઇએ જેથી તેના ખરા માલિકને તે મળી જાય." વંકાએ પતિને કહ્યું.

રાજા છુપા વેશમાં બેઠો હતો તેણે મોઢું ફેરવીને કહ્યું: "ઓહો! કેવો મઝાનો હાર છે? શું તમને એ નથી ગમતો? તમે જ એ રાખી લો ને!"

"અમારે સાધુ લોકને એની શી જરૂર? અમે તો એ રાજાને જ સોંપી દઇશું." વધુ મક્કમતાથી રંકાએ જવાબ આપ્યો.

રાજાએ જણાવ્યું: "તમે તો મૂર્ખા લાગો છો. આ હારની કિંમત તમે જાણો છો? વેચશો તો તમારી સાત પેઢીઓ તરી જશે, મહેલાતો ખડી કરી શકાશે ને આ ગરીબી ટળી જશે."

પણ રંકાએ ઉત્તર આપી દીધો: "અમે ગરીબ છીએ પણ ગરીબી અમને સાલતી નથી. અમે તો ઇશ્વરકૃપાથી ગરીબીને વરેલા છીએ."

છેવટે રાજાએ એક યુકિત અજમાવી: "પણ તમને ખબર છે? ધરમ કરતાં તમારા માથે ધાડ આવી પડશે તે? હાર આપવા જશો તો, તમારા ઘરમાં આવો કિમતી હાર કયાંથી હોય એમ ધારી રાજા તમારા પર જ ચોરીનો આરોપ મૂકશે. અને પછી તમને કેદમાં નાંખશે."

"ભલે ગમે તેમ થાઓ. અમે અમારી સાચી વાત રાજા પાસે રજુ કરીશું. પછી સત્યને ખાતર જે કંઈ સહન કરવું પડશે તે અમે કરીશું." રંકાવંકાએ પરખાવી દીધું.

રાજાએ વિચાર્યું કે હાર તો શું પણ ઇંદ્રાસને ય રંકાવંકાને ચળાવી શકે તેમ નથી. તે સાચે સ્વરૂપે પ્રગટ થયો ને ભકતદંપતીનાં ચરણોમાં ઢળી પડયો.

રાજાએ રંકાવંકાના ત્યાગની સચ્ચાઈની આ વાત જાહેર કરી. વિરોધીઓના હાથ હેઠા પડયા. આખાયે દેશમાં આ ભક્તદંપતીની કીર્તિ ફેલાઇ ગઇ ને ચારે દિશાઓ 'ધન્ય' 'ધન્ય'ના શબ્દોથી ગાજી ઊઠી.

# ભક્ત કૂબાજી

સુલામતી કે સુખની લેશ પણ પરવા કર્યા વિના ઈશ્વરની ઉપાસનાને જીવનકાર્ય ગણે, સુખદુઃખના પ્રસંગો આવી લાગે તેને કર્મનાં ફળ માની પોતાની સ્થિતિમાં સદા સંતુષ્ટ રહે, ગમે તેવાં દુઃખો સહીને સેવાધર્મ બજાવ્યા કરે અને આખું યે જીવન પારકાને માટે જીવે એવા સાધુ-સંતોની સંખ્યા જગતમાં ગણીગાંઠી જ મળી આવે છે.

પણ પ્રજાપતિ જાતિ ઉપર ઈશ્વરની કોઈ ઓર કૃપા ઉતરી છે. તેમાં આવા ગૌરવશાળી ભકતશિરોમણીઓ ઠીકઠીક સંખ્યામાં જન્મ પામ્યા છે.

આવા જ એક ભકતશિરોમણીની આ વાત છે. એ સંતનું નામ કૂબાજી. રજપૂતાનાના એક નાનકડા ગામમાં તેઓ અને તેમનાં પત્ની રહે. બંને બહુ જ ધર્મિષ્ઠ. જીવનનો બધો જ સમય ભગવાનના ગુણ ગાવામાં તથા તેનું સ્મરણ કરવામાં ગાળે. માત્ર થોડું માટીકામ કરે. તેમાંથી જે કાંઈ ઉત્પન્ન થાય તેટલાથી પોતાનો નિર્વાહ ચલાવે. કૂબાજીની ભકત તરીકેની ખ્યાતિ પણ બહુ ફેલાયેલી. એટલે તેમને ત્યાં સાધુસંતોની આવજા પણ ઠીક રહે.

મૂળે આવક તો ઓછી તેમાં વળી આ અતિથિઓ આવે. તેથી તેમનાં ઘરમાં સદાય અન્નવસ્ત્રની તાણુ રહ્યા કરતી. તો પણુ તેઓ પોતાની સ્થિતિમાં સંતુષ્ટ રહેતાં ને અતિથિ-સંતોની સેવા હર્ષપૂર્વક સ્વીકારતાં. તેમના આ વર્તનની લોકો મશ્કરી કરતાં. પણુ તે બાબતની તેઓ કશી પરવા નહોતાં કરતાં. સેવાધર્મને જ તેઓએ જીવનકાર્ય ગણ્યું હતું.

એક દિવસ સાંજને સમયે લગભગ બસો સાધુઓની મંડળી કૂબાજીના ગામમાં આવી પહોંચી. મંડળીના મહંત-જીએ ગામમાં ટેલ નાંખી: "સાધુઓ ભૂખ્યા છે. માત્ર એક ટંકના ભોજનનો અમારો સવાલ છે. છે કોઈ ઉદાર દિલનો સખી ગૃહસ્થ ?"

મહંતજીએ ગામમાં ફરીને શેઠશાહુકારોની મુલાકાત લીધી, વેપારીઓ પાસે પોતાનો સવાલ રજૂ કર્યો, કારીગરો ને ખેડૂતો પાસે પોતાની માંગણી મૂકી. ગામના લગભગ બધા જ લોકોની ચકાસણી તેમણે કરી જોઈ.

પણુ મહંતજીની માંગણીને ગામમાં કોઇએ ના સંતોષી.

બજારમાં કેટલાક ટીખળી લોકો બેઠા હતા. તેમાંથી એકે કહ્યું: "મહંતજી, ગામમાં કૂબાજીનું સદાવ્રત ચાલે છે ને તમે અહીં શું કામ રખડયા કરો છો ? ત્યાં જ ઊપડી જાઓ ને !"

"હા, હા, એ દાનેશ્વરી ખરો. એના વિના તમારી આશા કોઈ પૂરનાર નથી." બીજાએ કટાક્ષમાં ટાપશી પૂરી.

મહંતજીએ જાણ્યું કે બેસવાની ડાળ મળી ગઈ. સાધુઓની મંડળી કૂબાજીને ઘેર ઊપડી. આંગણામાં જઈ 'સીતારામ'નો પોકાર કર્યો. કૂબાજી ઘરમાંથી બહાર આવ્યા. સાધુમંડળીને સાષ્ટાંગ પ્રણામ કરીને તે બોલ્યા: "આજ મારૂં અહોભાગ્ય છે કે આપે મારૂં આંગણું પાવન કર્યું. કહો, આ દાસને શી આજ્ઞા છે?"

મહંતજીએ આશીર્વાદ આપી કહ્યું: "સાધુઓ ભૂખ્યા છે. અમારો સવાલ એક ટંકના ભોજનનો છે."

કૂબાજી પોતાનું ગુજરાન માંડમાંડ ચલાવતા હતા. ત્યાં એક સાથે બસો સાધુઓને ભોજન આપવાની શકિત તો તેમનામાં કયાંથી જ હોય? બીજી બાજુ અતિથિધર્મ બજાવવાની મહાન ફરજ તેમના શિરે આવી પડી હતી. સેવાધર્મને જીવનનું ભાથું ગણનાર કૂબાજી જેવો ભકત એ ફરજ ચૂકે પણ ખરો? તેમણે એક પળમાં નિશ્ચય કરી લીધો: "ભૂખ્યાને ભોજન આપવું એ માણસ માત્રનો ધર્મ છે. એ ધર્મ બજાવતાં આ દેહ વેચવો પડે તો ય શું? ઉંબરે ચઢેલો અતિથિ પાછો જાય એથી મોટું કમભાગ્ય બીજું કયું?"

કૂબાજીએ સાધુઓને આદરપૂર્વક બેસાડયા. પછી ભોજનની ગોઠવણ કરવા પોતે ગામમાં ઊપડયા. ગામના વેપારીઓને તેઓ મળ્યા. પણ કેટલાકે તેમને ધુતકારીને કાઢી મૂકયા તો કેટલાકે તેમની વાત જ ન સાંભળી. નિર્ધનને કોણ ધીરે? આખરે એક શેઠે કૂબાજીની

આજીજીથી પીગળીને કબૂલ કર્યું: “જોઇએ તો બસો માણસોનું સીધું ઉપાડી જાઓ. પણ મારે એક કૂવો ખોદાવવો છે તે તમારે ખોદી આપવો પડશે.”

અતિથિધર્મ બજાવવામાં મદદ મળતી હોવાથી કૂબાજીએ આ કષ્ટભર્યા કામને હર્ષપૂર્વક સ્વીકાર્યું.

ભોજનસામગ્રી લાવીને કૂબાજીએ સાધુઓને આપી. સાધુઓ રસોઈ બનાવી જમ્યા. અને કૂબાજીને ભક્તિનો આશીર્વાદ આપી તેમણે વિદાય લીધી.

બીજે દિવસે સવાર થતાં જ ભક્ત કૂબાજી કૂવો ખોદવાના કામે લાગી ગયા. કૂબાજી ખોદકામ કરે ને તેમનાં પત્ની માટી બહાર કાઢે.

કૂવો ખોદતાં નીચે રેતીનું વળું આવ્યું. ઉપરની માટીને કોઇ આધાર રહ્યો નહિ.

એક દિવસે કૂબાજી માટી ખોદતા હતા ને તેમના પત્ની માટી નાંખવા કૂવા બહાર નીકળ્યા હતા. ત્યાં તો ઉપરથી એકાએક માટીની ભેખડ ધસી પડી. બધી માટી કૂબાજી ઉપર પડી. કૂબાજી બિચારા દટાઇ ગયા.

ભકતપત્ની તો ખૂબ કલ્પાંત કરવા લાગ્યા. ગામમાં પણ આ વાતની ખબર પડી ગઇ. શેઠ ને બીજાં થોડાં માણસો ત્યાં આવી પહોંચ્યા. માટી ખસેડીને કૂબાજીનું શરીર બહાર કાઢવા જતાં બીજા જાનનું જોખમ થાય તેમ હતું. તેમ વળી આટલા વખત પછી કૂબાજી જીવતા પણ ન રહ્યા હોય એવું સૌએ ધાર્યું. સૌ પાછા ફર્યા.

આ બનાવને એક વર્ષ વીતી ગયું. વરસાદના પાણી સાથે તણાઈને આવેલી માટીથી કૂવાનો ખાડો પૂરાઈ ગયો.

એક દિવસ કેટલાક યાત્રાળુઓ કૂવાવાળી જગ્યા પાસેથી નીકળ્યા.

રાત પડી ગઈ હતી. તેથી તેમણે ત્યાં જ પડાવ નાંખ્યો. રાત્રે તેમણે અચાનક જમીનમાંથી આવતો કરતાલ, ઘુઘરા ને ઢોલક સાથે થતા હરિકીર્તનનો અવાજ સાંભળ્યો. તેઓ નવાઈ પામ્યા.

સવારે તેમણે આ વાત ગામલોકોને જણાવી. ગામલોકોએ જમીન ઉપર કાન મૂકી આ અવાજ સાંભળ્યો. તેમને ખૂબ નવાઇ લાગી.

જોતજોતામાં આ વાત ચોતરફ ફેલાઇ ગઈ. આસપાસનાં ગામોમાંથી હજારો સ્ત્રીપુરૂષો આ સ્થળે આવ્યાં. તેમણે પણ અવાજ સાંભળ્યો.

વાત ઠેઠ રાજા સુધી પહોંચી. તે પણ પોતાના પ્રધાનો સહિત તે જગ્યાએ આવ્યો. તેણે પણ આ અવાજ સાંભળ્યો.

સૌની નવાઇનો પાર રહ્યો નહિ.

રાજાએ કૂવો ખોદી કાઢવાનો હુકમ કર્યો. લોકોની ઠઠ જામી.

કૂવો ખોદાઇ ગયો. અંદર એક બખોલ નીકળી. રાજા અને ત્યાં એકઠા થયેલા લોકો બખોલના મનોરમ દ્રશ્યને જોઈ રહ્યા :

શ્રીહરિ એક દિવ્ય આસન ઉપર ચતુર્ભુજરૂપે બિરાજમાન છે અને ભક્તવર કૂબાજી એમની સામે પ્રેમ-ઘેલા થઇને નૃત્યકીર્તન કરી રહ્યા છે. તેમની આંખમાંથી પ્રેમનાં અશ્રુની ધારો વહી રહી છે. દેવતાઈ વાજિંત્રો વાગી રહ્યાં છે ને આખુંયે આકાશ તેના દિવ્ય ધ્વનિથી ગુંજી રહ્યું છે.

રાજાપ્રજાએ ભક્તવરને સાષ્ટાંગ પ્રણામ કર્યા.

ભગવાનની મૂર્તિ અચાનક અંતર્ધાન થઇ ગઇ. સૌ કૂબાજીને પગે પડયા. તેમની ચરણરજ સૌએ માથે ચઢાવી.

પાલખીમાં કૂબાજીને ઘેર લાવવામાં આવ્યા. ભક્ત પતિને આટલી લાંબી મુદતે સજીવન જોતાં પત્નીના આનંદનો પાર ન રહ્યો.

કૂબાજીની કીર્તિની સુવાસ ચોતરફ ફેલાઈ ગઇ. દૂરદૂરથી લોકો તેમનાં દર્શન માટે આવવા લાગ્યાં.

# ગોરા ભગત

મહારાષ્ટ્ર તો સંતભૂમિ છે. જ્ઞાનદેવ, એકનાથ, દામાજી, સખુ, રામદાસ એ બધાં મહાત્માઓએ એ જ ભૂમિ પર જન્મ લીધો છે. મહારાષ્ટ્રના પ્રજાપતિ ભક્ત ગોરાનું સ્થાન એ સંતોમાં મોખરે છે.

ગોરા ભગત બારમા સૈકામાં થઇ ગયા. પંઢરપુર એમનું ગામ. ગામને પાદરે ઝૂંપડી જેવા ઘરમાં એ રહે. ગુજરાન માટે બાપીકો ધંધો કરે. પણ વધુ ધ્યાન તો ઈશ્વરભક્તિમાં જ આપે. ઘેર સાધુસંતો આવતા વેંત તે કામધંધો છોડી દે ને તેમની ચાકરી કરવામાં મશગુલ બની જાય. પાંડુરંગની મૂર્તિ આગળ આખી રાત નાચે-કૂદે ને ભજનકીર્તનોની ધમચકડી બોલાવે.

ગોરા ભગતના આવા વર્તનથી તેમની પત્ની સંતુબાઇ ખૂબ ગુસ્સે થતી. તે વારંવાર ભગતને ઠપકો આપતી: "તમને તે કાંઇ અક્કલ છે? આ ભગતડાં ભેગાં કરશો તો ઘરનું છાપરૂં ય વેચવું પડશે."

પણ ગોરા ભગત તો સંતુબાઇનાં વચનો ગળી જતા ને ભક્તિમાં એકધારી રીતે લીન રહેતા.

× × ×

એક દિવસ સંતુબાઈ આંગણામાં પોતાનાં બાળકને રમતું મૂકીને પાણી ભરવા ગઇ. ગોરા ભગત માટી ખૂંદતા હતા. ઇશ્વરધ્યાનમાં આંખો મીંચેલી હતી. બાળક રમતું-રમતું હરખભેર ગોરાના પગ પાસે આવ્યું. માટી ભેગું બિચારૂં કુમળું બાળક પણ ખૂંદાઇ ગયું.

સંતુબાઇ પાણી ભરીને આવી. જોયું તો પતિના પગ નીચે બાળકના છૂંદેછૂંદા થઇ ગયેલા. માતાનું હૃદય વાત્સલ્યથી ઉભરાઈ આવ્યું. તેનું અંગેઅંગ કંપી ઊઠયું. તેની આંખો આંસુથી છલકાઈ ગઇ. તે ચીસ પાડી ઊઠી: “હાય.... મારી આંખનાં જતન....” વાકય પૂરૂં થાય તે પહેલાં તો તેની આંખે અંધારાં આવ્યાં ને તે ધબ દઇને નીચે પડી.

ધબકારો સાંભળતા વેંત ગોરા ભગતની આંખો ઊઘડી ગઇ. પગ નીચે તેમની નજર પડી. બનેલા બનાવની હવે જ તેમને જાણ થઇ.

સંતુબાઈએ ભાનમાં આવતાં કારમું કલ્પાંત આદર્યું. ગોરા ભગતે તેને દિલાસો આપતાં કહ્યું: “થવાનું હતું તે થઇ ગયું. હરિની માયા હરિએ સંકેલી લીધી. બાળક કોનું ને વાત શી?”

સંતુબાઈએ આખો દિવસ શોકમાં કાઢયો. ન રાંધ્યું કે ન ખાધું. રાત પડી ગઈ.

ગોરા ભગતે તેને સમજાવવા માંડયું: “ખાલી શોક શા માટે કરો છો? નામ તેનો નાશ લખેલો જ છે. આ ફળ, ફૂલ, પશુ, પંખી, વૃક્ષો, વેલીઓ—કુદરતનો હરકોઇ પદાર્થ આખરે એ જ સ્થિતિને વરી રહ્યો છે.

સંતુબાઇએ ગુસ્સામાં ઉત્તર આપ્યો: "મારે તમારૂં ડહાપણુ નથી જોઇતું."

તો પણુ ભગતે વાત આગળ ચલાવી. ઘરના ખૂણામાં પાંડુરંગની મૂર્તિ હતી તે તરફ આંગળી ચીંધીને કહ્યું: "જગતની દરેક વસ્તુ નાશવંત છે. માત્ર આ પાંડુરંગ જ સત્ય છે."

સંતુબાઈ ઊભી થઇ. પાંડુરંગની મૂર્તિ ઉપાડી. "આ પાંડુરંગાએ જ બધું ઊંધું વાળ્યું છે." કહેતાંક તે તેને ફગાવવા દોડી.

ગોરા ભગત તેને અટકાવવા પાછળ દોડયા. સંતુબાઈની નજીકમાં તે આવી પહોંચ્યા. સંતુબાઇએ ભયમાં–આવેશમાં કહી દીધું: "મને અડકો તો પાંડુરંગની આણુ છે."

× × ×

તે દિવસથી પતિપત્ની વેગળા સુવા લાગ્યાં.

સંતુબાઈને નિ:સંતાનપણું સાલવા માંડયું. શેર માટીની ઝંખનાએ તેના દિલમાં દાવાનળ પ્રગટાવ્યો. તેનું શરીર ઓગળવા લાગ્યું. તદ્દન હાડકાંનો માળો બની ગયું.

કુટુંબના વંશવેલાને ટકાવી રાખવા સંતુબાઇએ મહેનત આદરી. ગોરા ભગત માટે નાતમાંથી કન્યા લાવવા છુપા પ્રયાસો કરી જોયા. પણુ પોતાની દીકરીને શૉકય બનાવવા કોઈએ હા પાડી નહિ.

સંતુબાઇને રામી નામની એક સોલ વર્ષની બહેન હતી. તે હજુ અપરિણિત હતી. સંતુબાઈની નજર તેના

ઉપર ઠરી. સંતુબાઈએ જઈને માતાને પોતાના વંશની ચિંતા જણાવી ને ગોરા ભગત માટે રામીની માંગણી કરી. સંતુબાઈની કરુણ આજીજીથી માતાનું દિલ પીગળી ગયું.

× × ×

સંતુબાઇ માતાને ઘેરથી પાછી આવી ગોરા ભગતને ચરણે પડી.

"શું છે સંતુ?" ભગતે પૂછયું.

"મારી એક માંગણી સ્વીકારો, નાથ!" સંતુબાઇએ ડૂસકાં ભરતાં ભરતાં કહ્યું.

"શી માંગણી?"

સંતુબાઈએ પોતાની માંગણી રજૂ કરી.

ગોરા ભગતે કહ્યું: "જવા દો સંતુ, એ માયામાં પાછું લપટાવું ઠીક નથી."

સંતુબાઇની છાતી ભરાઈ આવી. તે ડૂસકે ને ડૂસકે રડી પડી. "તમારે મન માયા....પણ અમારા દિલમાં શુંનું શું થતું હશે તેની તમને ખબર છે?" સંતુબાઈએ જણાવ્યું.

ગોરા ભગતનાં ઘુંટી સુધીનાં ચરણ સંતુબાઈનાં આંસુથી ભીંજાઈ ગયાં.

પતિપત્ની કયાંઈ સુધી એકબીજાની સામે ટગરટગર જોઈ રહ્યાં. ગોરા ભગતનું અંતર આખરે ઓગળી ગયું. તેમણે સંતુબાઇની માંગણી સ્વીકારી.

× × ×

રામી અને ગોરા ભગત વચ્ચેના લગ્નની વિધિ થઇ

ગઈ. જાનને વળાવવા રામીનાં માતાપિતા અને સગાંસ્નેહીઓ ગામને પાદર સુધી આવ્યાં. વિદાયવિધિ પતી ગયા પછી રામીની માતાએ ગોરા ભગતને કહ્યું: " મારી પહેલી દીકરીના જેમ જ આ બીજી દીકરીને રાખજો, ગોરા ભગત! નહિ તો તમને પાંડુરંગની આણ છે."

"સારૂ." ગોરા ભગતથી બોલી જવાયું.

હાજર રહેલા બધા માણસોએ આ વાતથી સંતોષ જાહેર કર્યો. માત્ર ગોરા ભગતના અંતરે એક ઊંડા કંપ અનુભવ્યો.

× × ×

ગોરા ભગતની જાન પંઢરપુર આવી પહોંચી.

રાત પડી. નવાં વસ્ત્રો ને આભુષણો સજીને સોળ વર્ષની નવયૌવના રામી ગોરા ભગત પાસે આવી.

ગોરા ભગતે ગગનમાં નજર માંડી. બે હાથ જોડયા. કૈંક માંગણી કરી ને પછી રામીના પગમાં નમી પડયા.

રામી આશ્ચર્ય પામી ને ધ્રૂજી ઊઠી.

ગોરા ભગતે તેને ધીરેથી કહ્યું: "રામી, હું તારો સ્પર્શ કરી શકું તેમ નથી."

રામીના દિલે સખત આંચકો અનુભવ્યો. સંસારસુખ માણવાની લાલસા, લગ્નજીવનની મોજો માણવાની આશા, ઘરની બરોબર સંભાળ રાખીને નાતજાતમાં આબરૂ મેળ-

વવાની ઇચ્છાઃ તેની બધી જ કલ્પનાઓ એક પળમાં હોમાઇ ગઈ.

તેનાથી ના રહેવાયું. તે બોલી ઊઠી: "તો પછી અગ્નિદેવની સાક્ષીએ શા માટે મારો હાથ ગ્રહણ કર્યો હતો? મને આમ સંતાપવી હતી તો શા માટે મને અહીં લાવ્યા?"

ગોરા ભગતે સંતુબાઈએ આપેલી પાંડુરંગની આણની વાત કરી. ત્યારબાદ જાનને વિદાય આપતી વેળા રામીની માતાએ પોતાને કહેલા વચનની યાદ આપી. ને પછી શાંતિથી જણાવ્યું: "પ્રાણાન્તે પણ હું પાંડુરંગની આણનો ભંગ કરનાર નથી. ઈશ્વરે જ મારે માટે સંયમ, ત્યાગ, ભક્તિ નિર્માણ કરેલાં છે."

રામી રડવા લાગી.

ગોરા ભગતે તેને સમજાવવા માંડયું: "સંસારનું સુખ તો ઝાકળના બિંદુ જેવું છે. પ્રીતિ તો અગ્નિની ઝાળ જેવી છે. પતંગિયાની માફક જે તેની પાસે દોડી જાય છે તે બળીને નાશ પામે છે. સત્ય વસ્તુ તો પાંડુરંગજ છે."

પણ રામીને આ વસ્તુ કયાંથી ગળે ઉતરે? તેણે તો આખી રાત પથારીમાં ડૂસકાં ભરીને વિતાવી.

× × ×

સવાર પડતાં જ રામી સંતુબાઈ પાસે આવી. તેની આંખમાંથી દડદડ આંસુ પડવા માંડયાં.

"કેમ રડે છે રામી?" સંતુબાઇએ આશ્ચર્ય પામી પૂછયું.

રામીએ રાતમાં બનેલી બધી જ હકીકત સંતુબાઇને જણાવી.

× × ×

સંતુબાઇની મૂંઝવણનો પાર ન રહ્યો. શું કરવું તે તેને સૂઝતું નહોતું. કૈંક વાર તેણે ગોરા ભગતને ખોળો પાથરીને કહ્યું: "ભગત, મારી માતાએ આણ આપી તે કંઈ મારી આણની તેમને ખબર નહોતી. માફ કરો."

પણ ગોરા ભગત વૈરાગ્યના રંગમાં પૂરેપૂરા રંગાયા હતા. સંતુબાઇની વિનવણી સામે તેમણે જરા યે મોં ન માંડયું.

× × ×

રામીનો વિરહ દિવસેદિવસે વધુ જોર કરી રહ્યો હતો.

એક દિવસ રાત્રે ગોરા ભગત ઊંઘતા હતા. બંને બહેનો ગુપચુપ તેમની પથારી પાસે આવી ને ઊંઘતા ભગતના હાથમાં પોતાના હાથ ભરાવ્યા.

ભગત ઝબકીને જાગી ઊઠયા. તુરત જ તેમને પાંડુરંગની આણ યાદ આવી. અંધારામાં ને અંધારામાં તે ઘરમાં ગયા ને છરો શોધી કાઢયો. "પાંડુરંગની આણનો ભંગ કરનાર હાથનો નાશ જ થવો જોઇએ" કહીને બંને હાથનાં કાંડાં તેમણે કાપી નાંખ્યાં.

એકાએક ત્યાં ચારે તરફ તેજ પથરાઇ ગયું. ગોરા ભગત અને તેમના પત્ની આશ્ચર્યમુગ્ધ દષ્ટિથી તે તરફ જોઈ રહ્યા. થોડીવારે એ તેજમાંથી શ્રીકૃષ્ણ પ્રગટ થયા

ગોરા ભગત શ્રીકૃષ્ણનાં દર્શનથી પ્રેમઘેલા બની ગયા ને તેમનાં ચરણમાં પડી ગયા.

શ્રીકૃષ્ણે ગોરા ભગતના બંને હાથ હતા તેવા બનાવી દીધા.

આ ચમત્કાર જોતાં જ સંતુબાઇ અને રામી પણ શ્રીકૃષ્ણ તરફ દોડયા ને તેમના ચરણ પકડી લીધાં.

શ્રીકૃષ્ણે હસતાં હસતાં તેમને કહ્યું: "શા માટે તમે ભક્તરાજને હેરાન કરો છો?"

સંતુબાઈએ પોતાના બાળકના મૃત્યુની વાત કરી અને વંશની ચિંતા જણાવી.

શ્રીકૃષ્ણે તરત જ સંતુબાઇને તેમનું બાળક જીવતું કરીને આપ્યું.

સંતુબાઇના હર્ષનો પાર ન રહ્યો.

શ્રીકૃષ્ણ અંતર્ધાન થઇ ગયા. શ્રીકૃષ્ણના દર્શનથી સંતુબાઈ ને રામીનાં અંતર શુદ્ધ–ભક્તિમય બની ગયાં.

પછીથી એ ત્રણે જણાંએ આખી જીંદગી ભક્તિમાં જ વિતાવી.

# ઢાંગા ભગત

કાઠિયાવાડની આ વાત છે.

એક હતા ભક્તરાજ. ઢાંગો એમનું નામ. જાતે પ્રજાપતિ. આઠે પહોર હરિભકિતમાં તલ્લીન રહે. માત્ર ગુજરાન પૂરતો બાપીકો ધંધો કરે.

જ્યાં જ્યાં જાત્રા કે મેળો ભરાય ત્યાં ત્યાં ઢાંગાજી ઊપડે. એક હાથમાં એકતારો અને બીજા હાથમાં મંજીરાં લઇ ભજનની ભારે જમાવટ કરે. મીઠી હલકથી ગવાતાં એ ભજનોની એટલી તો અસર જામે કે થોડા વખતમાં જ મોટી માનવમેદની ત્યાં આગળ ખડી થાય.

તળાજા આગળ ખુરસાનો મેળો. હંમેશની ટેવ મુજબ ઢાંગાજી એ મેળામાં ઊપડયા. તળાવની પાળે પાથરણું નંખાયું. ભજનની ધૂન જામી. ભજનના સૂરેસૂરે લોકો ગાંડા થઈ ને ત્યાં આગળ દોડી આવ્યા. મેદની વધી ગઇ.

ત્યાં તો એકાએક માનવમેદનીમાં ભંગાણ પડ્યું. એક મોટો સાપ મેદનીમાં જણાયો. લોકો ઊભા થઈ ગયા ને નાસવા માંડયા. સાપને મારવા સૌ બૂમાબૂમ કરવા લાગ્યા.

પણ ઢાંગાજી તો પોતાની જગ્યાએથી ન તો હાલ્યા કે ચાલ્યા. તે બોલી ઊઠયા: "એને મારશો ના. એ પણ

ભજનનો રસિયો છે. તમારી પેઠે એ પણ હરિનું નામ સાંભળવા આવ્યો છે."

લોકોમાં શાંતિ ફેલાઇ ગઈ.

સાપ ભક્તરાજ સામે આવી બેઠો. ફેણ ચઢાવી ભજનના સૂરેસૂરે તેણે થોડીવાર ડોલી લીધું. ભજન પૂરૂં થતાં તે તેને માર્ગે ચાલ્યો ગયો.

આ મેદનીમાં એક માણસ હતો. એનું નામ વનવીર. જાતે કાઠી. ઘેર પાંચસાત સાંતીની જમીન. વનવીરને થયું: "ભજન તો ઘણાં સાંભળ્યાં પણ બીજાં બધાં આની હેઠ."

ભજન પૂરૂં થતાં જ તેણે ઢાંગાજીને કહ્યું: "ભગતજી, મારે ઘેર તમારાં પગલાં ન કરો?"

ઢાંગાજીએ ઉત્તર આપ્યો: "અત્યારે નહિ. કોઈ વખતે તમારે ત્યાં ભજન કરશું."

"સારૂ બાપુ, રામરામ ત્યારે. તળાજા મારૂં ગામ ને વનવીર કાઠી મારૂં નામ. જરૂર પધારજો, ભગતજી!" વનવીર પ્રસન્ન થતોથતો ચાલ્યો ગયો.

× × ×

ઢાંગાજી વનવીરને ત્યાં આવી ચઢયા. વનવીરની ડેલી બંધ હતી એટલે તેમણે બારણું ખખડાવ્યું.

અંદરથી આગળીઓ ઉઘાડતાં એક છોકરે પૂછયું: "કોણ છે એ?"

"વનવીર ભગત છે કે?" ઢાંગાજીએ પૂછયું.

અંદરથી જ જવાબ મળ્યો: "એ તો ગામડે ગયા છે."

"તો કાઠિયાણી ઘરે છે ને? તેમને કહો કે ઢાંગો ભગત આવ્યો છે."

છોકરે ઘરમાં માને ખબર આપી. કાઠિયાણીએ ખોંખારો ખાઇ કહ્યું: "કેમ શું છે?"

"ત્યારે વનવીર ભગત ક્યારે આવશે?" ઢાંગાજીએ કાઠિયાણીને પૂછ્યું.

"પણ તમારે કામ શું છે?"

ઢાંગાજીએ જણાવ્યું: "વાત એમ છે કે ખુરસાના મેળામાં વનવીર કાઠીનો ભેટો થયો હતો. તેમણે કહેલું કે એક વાર તળાજે આવજો. તો આજે સત્સંગ કરવા આ'યો છું."

કાઠિયાણીએ ગુસ્સામાં કહ્યું: "નખ્ખોદ જાય રે ભગતડાનું. ભગતડું પેઠું એ ઘર વંઠયું. તું તારે મારગે હાલ્યો જા. અમારે નથી જોઇતી ભગતડાની સંગત."

ઉગ્ર કાઠિયાણીના આ જવાબથી ઢાંગાજી ચુપચુપ ચાલી નીકળ્યા. જતાં જતાં કાઠિયાણીને કહેતા ગયા: "વનવીર આવે તો કહેજો કે ઢાંગો ભગત આ'યો'તો તે રામરામ કીધા છે."

ભગતજી પોતાના ગામ ભણી ચાલતા થયા.

ગામ બહાર પાદરે વનવીર ઢાંગાજીને મળ્યો. વનવીરે ઢાંગાજીને પોતાને ઘેર તેડી જવા ઘણા વિનવ્યા. પણ ઢાંગાજીએ કહ્યું: "આજે નહિ, ફરી કો'ક વાર આવીશ."

છેવટે વનવીરે ઘર વિષે વાત કાઢતાં પૂછ્યું: "કેમ, ઘર કેવું લાગ્યું?"

ઢાંગાજીએ કહ્યું : "ઘર બહુ સારૂં છે. પણ થાંભલી બદલવા જેવી છે.

× × ×

વનવીર ક્રોધનો ભર્યો ઘેર આવ્યો. વધુમાં ઉગ્ર કાઠિયાણીએ તેને આવા 'ભગત'નો સંગ કરવા બદલ ઉધડો લીધો. બંને વચ્ચે બોલાચાલી વધી. કાઠિયાણી પિયર ચાલ્યા ગયા.

વનવીર હવે એકલો પડયો. "થાંભલી બદલવા જેવી છે" એ ઢાંગાજીના શબ્દો તેને વારંવાર યાદ આવવા માંડયા. બીજી સ્ત્રી પરણવાનો તેણે પ્રયાસ કર્યો. પણ 'ભગત'ની છાપને લીધે વનવીરને કોઈ દીકરી આપવા તૈયાર થયું નહિ.

ફરતાં ફરતાં સાવર ગામમાં વનવીરને એક વિધવા કાઠિયાણી સાથે મેળાપ થયો. વિધવાને અઢાર વર્ષની દીકરી હતી. મા દીકરી પ્રભુપ્રેમી હતા. વનવીર ને તેમનો મેળ બેઠો.

લગ્ન પછી વિધવા સાસુ પણ વનવીરને ઘેર આવી રહી.

વખત જતાં ઢાંગાજીને ખબર પડી કે વનવીરે 'થાંભલી' બદલી છે. એટલે તે વનવીરને ત્યાં આવ્યા. આ વખતે પણ વનવીર ઘેર નહોતો. ડેલીનું બારણું ઠોકતાં જવાબ મળ્યો: "એ તો ગામડે ગયા છે."

"ત્યારે રામરામ. કહેજો કે ઢાંગો ભગત આ'યો'તો." કહી ઢાંગાજીએ ચાલવા માંડયું.

"એમ ન થાય, ભગતજી! વનવીર ગામ ગયા છે

તે ઘર કંઇ થોડું સંગાથે લેતા ગયા છે?" કહી વનવીરના નવા કાઠિયાણી ઢાંગાજીને પગે પડયા.

ઢાંગાજી રોકાયા. માદીકરીએ તેમની ખાતરબરદાસ્ત કરી ને ભજનનો લહાવો લીધો.

રાતે મોડે સુધી વનવીરની રાહ જોયા પછી ત્રણે જણાંએ વાળુ કરી લીધા. સૂતાસૂતા મોડી રાત સુધી જ્ઞાન-ચર્ચાનો લાભ લઇ શકાય એમ ધારીને કાઠિયાણીએ ઓસરીમાં ત્રણ ઢોલિયા પાસે પાસે ઢાળ્યા.

મોડી રાત સુધી સંતમહંતો વિષે વાતો થઈ, જ્ઞાન-ચર્ચા ચાલી ને આખરે સૌ ઉંઘમાં ઢળી પડયાં.

ઉંઘમાં ને ઉંઘમાં ઢાંગાજીનો હાથ કાઠિયાણીની છાતી પર પડયો. ભક્તરાજ જાગી ઊઠયા. તેમણે કાઠિયાણીને ઊઠાડયા. "એકાદ ચપ્પુ કે છરો હોય તો દો ને!" ઢાંગાજીએ કહ્યું.

કાઠિયાણીએ અડધી ઉંઘમાં છરો લાવી આપ્યો. ઢાંગાજીએ પોતાનું કાંડું કાપી નાંખ્યું.

માદીકરીએ દિલગીર થઈને ભક્તરાજને આમ કરવાનું કારણ પૂછયું. ઢાંગાજીએ બનેલી વાત જણાવી.

માદીકરી ખૂબ દુઃખી થયા.

"જરા યે દુઃખી થશો ના. જે હાથ પારકી મિલ્કત પર પડયો તેનો નાશ જ થવો જોઈએ. હાથને હવે ગોખમાં રાખી મૂકજો." ઢાંગાજીએ કહ્યું.

ગોખમાં હાથ મૂકાવી વહાણું થતાં ઢાંગાજીએ વનવીરનું ઘર છોડયું.

આજે પણ માર્ગમાં જ ઢાંગાજી ને વનવીરનો ભેટો થયો. ભકતરાજે કાઠીને પગે પડીને કહ્યું: "વનવીર, તારે ઘરે જઈ આવ્યો."

"ભગતરાજ, આજે તો પાછા પધારો." વનવીરે આગ્રહ કર્યો.

"એક વાર જઈ આવ્યો એટલે હવે તો પાછો ના વળું."

"ઠીક ત્યારે, પણ ભગતરાજ થાંભલીનું કેમ?" વનવીરે પૂછયું.

"વાહ વનવીર, થાંભલી તો લાયક છે." ઢાંગાજીએ પ્રસન્ન થઈ જવાબ વાળ્યો.

વનવીર ને ઢાંગાજી છુટા પડયા.

ઘેર આવતાં વનવીરે સાસુ અને પત્નીને રડતાં જોયાં.

"કેમ શા માટે રૂઓ છો?" વનવીરે પૂછયું.

સાસુએ રડતાં રડતાં રાત્રે બનેલી સઘળી વાત વિગતવાર જણાવી. વનવીરને આશ્ચર્ય થયું. તેણે થોડા વખત અગાઉ જ ઢાંગાજીના હાથ સહીસલામત જોયા હતા. તેણે વાત માની નહિ.

સાસુએ ગોખ તરફ આંગળી ચીંધી કહ્યું: "જુઓ પેલો ભગતજીનો હાથ પડયો."

ગોખમાંનો હાથ બરોબર ઢાંગાજીના હાથ જેવો જ વનવીરને લાગ્યો. ફકત ગોખમાં પડેલો હાથ સોનાનો હતો ને તેના પર લખેલું હતું: "માત્ર આંગળાં કાપીને વાવરજો."

# મેપા ભગત

પાંચાળમાં થાન નામે ગામ છે. ૧૫૦ વર્ષ પહેલાં એ ગામમાં મેપો નામના એક પ્રજાપતિ ભક્ત થઈ ગયા.

મેપા ભગતને ઈશ્વર ઉપર ભારે આસ્થા હતી. આખો યે દિવસ તે ઇશ્વરભજનમાં મસ્ત રહેતા. માટી ખૂંદતા હોય કે ચાકડા પર માટીના પીંડામાંથી ઘાટ ઉતારતા હોય, અથવા તો ટપલો મારીમારીને વાસણ ઘડતા હોય–બધી યે વેળા તે ઈશ્વરનાં ભજનો લલકાર્યે જતા.

ભગતની ખ્યાતિ પણ એટલા ગાળામાં સારી જામી હતી. તેથી તેમનું નામ સાંભળીને કેટલાય સાધુસંતો તેમને ત્યાં આવતા. ભગત તેમને પ્રેમથી આવકાર આપતા, બને તેટલી તેમની ખાતરબરદાસ્ત ઊઠાવતા અને પોતાની સામે પાથરણા પર તેમને બેસાડી કામ કરતાં કરતાં તેમની સાથે જ્ઞાનચર્ચા કર્યા કરતા.

ભગતના આવા વર્તનથી ગામમાં તેમના પર જાત-જાતની ટીકા થતી. કોઈ તેમની હાંસી કરતું: "આ ભગતીમાં ને ભગતીમાં તો ઘરનાં ખોરડાંય વેચવાં પડશે!"

તો વળી કોઈ તેમને કડવાં વેણુ સંભળાવતું : " આ ટપલો વળી મોટો ભગત થઇ ગયો છે ! "

પણ મેપા ભગતને ઇશ્વર ઉપર ભારે પ્રીત હતી. લોકોના બોલની જરા પણ પરવા કર્યા વિના તેઓ એકધારૂં ભક્તિમય જીવન ગાળ્યે જતા.

× × ×

થાન પાસે મોલડી નામે નવું ગામ બંધાતું હતું. ગામમાં ઝડપભેર ઘર ચણાતાં હતાં. એ ઘરનાં ખોરડાં માળવા માટે નળિયાંની જરૂર પડી.

ગામના કાઠી દરબાર થાન આવ્યા. એકસામટા નળિયાંના પચીસ કારીગરોને મોલડી જવા તેમણે તૈયાર કર્યા.

કાઠી દરબારે મેપા ભગતને પણ પૂછ્યું : " તમે ય આવશો ને ભગત ? "

" મારી ના ક્યાં છે, દરબાર ? " ભગતે ઉત્તર વાળ્યો.

સૌ કારીગરોની સાથે મેપા ભગત પણ મોલડી આવ્યા.

ગામને પાદર એકસામટા પચીસ ચાકડા ચાલુ થયા. નળિયાંના ઢગલેઢગલા તૈયાર થવા માંડયા.

એમ કરતાં કરતાં જેઠ મહિનો આવી પહોંચ્યો. એક દિવસે સાંજે કારીગરોએ નળિયાંના પથારા પાથરી મૂક્યા છે ત્યાં તો કાળી ભમ્મર વાદળીએ આકાશને આવરી દીધું. સહુ કારીગરોએ દોટંદોટ કરીને કાચાં નળિયાં ઢાંકવા માંડયાં.

પોતાનાં નળિયાં ઢાંકવા માટે મેપા ભગત પાસે કશું જ સાધન નહોતું. તે તો માત્ર આકાશ સામે તાકીને ઊભા થઇ રહ્યા.

આ જ વખતે ગામનો વૃદ્ધ કાઠી આપો રતો ત્યાંથી નીકળ્યો. તે ભગતની ઇશ્વર ઉપરની આસ્થાની ખૂબ જ મશ્કરી કરતો. તેણે ભગતને અત્યારે ટોણો માર્યોઃ “લે મેપા, હવે બોલાવ તારા ઠાકરને; તે છતર ધરે!”

“ઠાકરને રાખવું હશે તો આની ય ઓથે રાખશે.” એટલું કહીને મેપા ભગતે તરત જ પોતાના અંગ પરથી કેડિયું ઉતાર્યું અને નળિયાંના પથારા પર ફેંક્યું. આકાશ સન્મુખ બે હાથ જોડીને ઈશ્વરધ્યાનમાં તલ્લીન બનીને તે ઊભા રહ્યા.

પળવારમાં તો આકાશમાં વીજળીના કડાકા થયા. ને વાદળી તૂટી પડી.

મે'નાં અનરાધાર પાણી પડયાં. બધાયનાં નળિયાં તણાઈ ગયાં. ભગતનાં નળિયાં ઉપર એક પણ છાંટો ન પડયો.

આ જોતાં જ આપો રતો તો આભો બની ગયો. તેનું અંતર ઓગળી ગયું. ભગતની રોજ ભારે મશ્કરી કરનાર એ કાઠી ભગતના પગમાં પડી ગયો.

તે દિવસથી રતો દરબાર પોતાની ડેલી છોડીને ભગતની પાસે બેસવા આવવા લાગ્યો. ભગતના સંગથી તેને ભક્તિની

રંગત ચડી. ભગત પાસેથી એણે ભક્તિની દીક્ષા લીધી. અને દરેક મહિનાની બીજના દિવસે મોલડીથી આઠ ગાઉ થાન ગામની જાત્રાએ આવતો તે થઇ ગયો.

× × ×

આપા રતાને જાદરો નામે જમાઇ હતો. ચોરી ને લૂંટફાટથી એણે આખા યે થાનને થરથરાવી મૂકયું હતું. એક દિવસ આપો રતો તેને એક ગુફામાં લઈ ગયા. પહાડોમાંથી સિંહ બોલાવી બોલાવીને પોતાના પગ ચટાવ્યા.

આપા રતાની આ ગુપ્ત સિદ્ધિ જોઇને લૂંટારા જાદરાનો હૃદયપલટો થઇ ગયો. તેણે રતાને પગે પડીને કહ્યું : “ભગત ! મને તમારી કંઠી બાંધો.”

આપા રતાએ તેને જવાબ આપ્યો.” જાદરા ! તારા જ ગામમાં મેપો ભગત છે. એને પગે પડજે. એમાં હું આવી ગયો.”

જાદરો મેપા ભગત પાસે ગયો. ભગતે તેની સામું યે ન જોયું.

ઠાકરના નામનો જાપ કરતો જાદરો ઓસરીમાં બેઠો. આખો યે દિવસ વીત્યો. તોપણ ભગત તેની સાથે ન બોલ્યા કે ન ચાલ્યા. રાત પડતાં જાદરો ચુપચાપ ઘેર ચાલ્યો ગયો.

જાદરો બીજે દિવસે આવ્યો. ત્રીજે દિવસે આવ્યો. તો પણ મેપા ભગત તેની સાથે ના બોલ્યા.

ચોથે દિવસે જેવો જાદરો આવ્યો તેવો ભગતે તેને બાવડે પકડયો.

"જાદરા ! રોજરોજ અહીં પારકે ઘેર શીદ આંટા ખાય છે ?"

"ભગત ! તમારો સત્સંગ કરવા."

"સત્સંગ ? તારે ને સત્સંગને વળી શી લેવાદેવા ? આવ્યો એ આવ્યો. હવે જો આવ્યો છે તો આ ફેરણીએ ને ફેરણીએ તારો વાંસો જ ભાંગી નાંખીશ."

તો પણ જાદરો ત્યાંથી ના ખસ્યો. બીજા ત્રણ દિવસ એ પ્રમાણે વીત્યા. સાતમે દિવસે જાદરો આવ્યો કે તરત જ મેપા ભગત ચાકફેરણી લઈને ઊભા થયા. ફડ ! ફડ ! ફડ ! એમ ત્રણ ઘા જાદરાની પીઠ પર ખેંચી કાઢ્યા અને ત્રાડ મારી: "જા'છ કે નહિ ?"

જવાબમાં જાદરો માત્ર આછું હસ્યો. તેણે ભગતના પગમાં પડી કહ્યું: "મારા પર દયા કરો ભગત!"

મેપો ભગત પણ જાદરાની આટલી નમ્રતાથી હસી પડ્યા. ને જાદરા માથે હાથ મૂક્યો.

આટલી આકરી કસોટી, આટઆટલાં અપમાન અને માર છતાં જાદરાએ મેપા ભગત પાસેથી જ ગુરુની દીક્ષા લીધી.

× × ×

જાદરા ભગતના પડોશી એક કોળીનો પાંચ વરસનો દીકરો મૃત્યુ પામ્યો. કોળી અને કોળણના વિલાપથી જાદરાનું હૃદય કકળી ઊઠ્યું.

મેપા ભગત પાસે જઈને જાદરાએ કોળીના દીકરાનું જીવતદાન માંગ્યું.

ભગતે જાદરાને જણાવ્યું : "એ છોકરાને સાટે એના જેવડું બીજું કોઈ જીવ દેવા તૈયાર હોય તો એ બને."

જાદરાએ વિચાર્યું કે કોળીના છોકરાને સાટે એવડી વયના પોતાના પુત્રનો પ્રાણ દેવા કોઇ તૈયાર થાય એ તો અસંભવિત જ.

જાદરો મેપા ભગતનો શિષ્ય હતો. કોળીના છોકરાને સાટે પોતાના નાના પુત્રનો પ્રાણ દેવાનો તેણે નિશ્ચય કર્યો. આ વાત તેણે કાઠિયાણીને જણાવી. જનેતાનો જીવ બે ઘડી અકળાયો. પણ પછી છાતી કઠણ કરીને તેણે પણ કહ્યું : "મારો દીકરો હું દઈ ચૂકી."

જાદરાએ પુત્રને ભગત પાસે ખડો કર્યો.

બરોબર એ વખતે કોળીના પુત્રનું શબ લઇને લોકો રોતાકકળતા નીકળ્યા. ભગતે તેમને કહ્યું : "મડદું રોકો ભાઇ !"

શબ નીચે મૂક્યા પછી ભગતે જાદરાના દીકરાને કહ્યું : "બેટા ! જો આ તારો ભાઈ સૂતો છે. એના કાનમાં બોલ કે તારે સાટે મને જાવા દે."

જાદરાના દીકરાએ ઉમંગથી કોળીના પુત્રના કાનમાં એ પ્રમાણે કહ્યું. કહેતાં જ એનો જીવ ચાલ્યો ગયો ને કોળીનો છોકરો જાગીને બેઠો થયો.

સૌના આશ્ચર્ય વચ્ચે મેપા ભગતનું વચન બરોબર ફળ્યું.

× × ×

થાનમાં મેપા ભગતની સારી પ્રતિષ્ઠા જામી હતી.

ભગત ઈશ્વિરનું ભજન બે ઘડી વધુ કરી શકે એમ ધારીને થાણુદારે તેમની વેઠ બંધ કરી.

થાન લખતર ઠાકોરને તાબે હતું. એક વખત લખતર દરબારનો મુકામ થાન ગામે થયો. કોઈ અદાવતખોરે મેપા ભગતે વેઠ બંધ કર્યાની વાત દરબારને પહોંચાડી.

દરબારે મેપા ભગતને તેડાવી વેઠ બંધ કર્યાનું કારણ પૂછ્યું. ભગતે જણાવ્યું: “બાપુ! આપ અમારા ધણી છો. આપનું કામ તો અમારે પે’લું કરવું જોઇયે. પણ બાપુ! સૌથી મોટા બાપુની સેવામાં અમે તો પડ્યા છીએ એટલે....”

“એમ? એવો મોટો ભગત થઇ ગયો છું તું?” ભગત પૂરૂં બોલી રહે તે પહેલાં જ દરબારે કરડાકી વાપરવા માંડી.

ભગતની નમ્રતા વધી: “ના, બાપુ! હું ભગત નથી. હું તો સાધુસંતોનો ટેલિયો છું. એ સાધુસંતોની અમે સેવા કરી જાણીએ. બીજું તો અમને શું આવડે?”

“જોયું બાપુ!” પડખીઆઓએ દરબારના કાન ભંભેર્યા, “આ વસવાયાંની જાત ભારે ઉસ્તાદ! પેલાં સાધુડાંની સેવા કરવા એનાથી દોડયું જવાય છે ને દરબારી કામ કરતાં કેવું જોર છે? જાણે તમારો તો એને મન કંઇ હિસાબ જ નહિ.”

"ખરૂં. વેઠ નથી કરવી તો બેસાડો એ ભગતડાને તડકે." દરબારે હુકમ કર્યો.

મેપા ભગતને જેઠ મહિનાના બપોરના ધૂમ તાપમાં બેસાડવામાં આવ્યા.

આખા યે ગામમાં આ વાતની જાણ થઈ ગઈ. ગામમાં કાળો કળેળાટ બોલી ગયો.

બપોરના શિરામણ વખતે મેપા ભગતનો શિષ્ય જાદરો ઘેર આવ્યો. ભૂખ્યો જાદરો ભાણા ઉપર બેસે છે ત્યાં જ કાઠિયાણીએ કહ્યું: "કાઠી, ગરૂને તો દરબારે તડકે બેસાડયા છે."

"હેં...." કહેતોકને જાદરો ભાણું ઠેલીને ઊભો થયો. ચાલ્યો. છેટેથી એણે મેપા ભગતને તાપમાં બેઠેલા જોયા. એનું દિલ કોચવાયું. તેનો ક્રોધ ભભૂકી ઊઠયો: "બાપુ! તમને તાપે મારનારને જ અંગે દાહ કેમ નથી ઊઠતો?" મેપા ભગત બેઠા હતા તેનાથી થોડે ડગલે વડલો ઊભો હતો. તેને જોઈને જાદરો બોલ્યો: "હે ભૂંડા વડલા! તું યે કેવો મગરૂબીવાળો? સાધુસંત પર આવો જુલમ જોઇને તું યે કેમ બળી નથી જતો?"

તરત જ લખતર દરબારને અંગે દાહ ઊપડયો. જાણે પોતાનો અપરાધ કબૂલ કરતો હોય તેમ વડલો પણ સૂકાઇ ગયો. તેની ઘટા ભસ્મ થઇ ગઇ.

મેપો ભગત જાદરાના આવા વચનથી ચોંકી ઊઠયા. "હાં! હાં! હાં! બાપ જાદરા! એ તો લાખોના પાલણહાર

છે. કદીક એમને ઠીક લાગ્યું તો એમણે એમ કર્યું. પણ આપણે રીસ કરવી ઘટે? માફ કર! નહિ તો મોટી હાનિ થશે." તેમણે જાદરાને કહ્યું.

"બાપુ! બાપુ! તમે આ પરમાણે દખી થાવ એ મારાથી કેમ સહ્યું જાય?"

"ના, બાપ, ના. આપણે તો સહન જ કરવું ઘટે."

એટલી વારમાં તો લખતર દરબાર તેમના માણસો સાથે દોડતા આવીને ભગતના પગમાં પડયાઃ "બાપુ! અપરાધ માફ કરો."

દરબારને અંગેઅંગે અસહ્ય વેદના થવાથી તે ઝૂરી રહ્યા હતા. મેપા ભગતથી તેમની આ સ્થિતિ જોઈ શકાતી નહોતી. તેમણે જાદરાને કહ્યુંઃ "જાદરા! જો છો બાપ! બાપુને કેવી પીડા થાય છે? તું એમને માફ કર. મારૂં આટલું વેણ રાખ."

જાદરાથી ગુરુની આજ્ઞા ના લોપાઈ. તેણે દરબારને ક્ષમા બક્ષી.

તરત જ દરબારને શરીરે ઊંડી ટાઢક વળી ગઇ. ઘડી પહેલાં ભસ્મ બની ગયેલો વડલો પણ લીલોછમ બની ગયો.

દરબારે મેપા ભગતના પગ ઝાલી લીધા. ગળગળા સાદે કહ્યુંઃ "ભગત! મારી ભૂલ થઈ ગઈ. માફ કરો. આજથી તમારા ઘરની વેઠ બંધ છે."

"કાંઈ વાંધો નહિ, બાપુ! ઠાકર તમારૂં ભલું કરશે." ભગત માત્ર હસીને આટલું જ બોલ્યા.

તે દિવસથી મેપા ભગતના ઘરની વેઠ બંધ થઇ ગઇ.

# કાળા ભગત

હળવદ પરગણામાં ગામેગામે દયા ને દાનનો બોધ દેતા એક સાધુ ભગત રણની ટીકર નામે ગામમાં આવી પહોંચ્યા. ભગત સિદ્ધિવાળા હતા અને એટલા ગાળામાં જાણીતા હતા. ગામના લોક આવીઆવીને તેમને ચરણે પડવા લાગ્યા. કૈંકના વાંઝિયાપણાં ભાંગ્યાં, કૈંકના અંધાપા ગયા અને કૈંકના રોગદોગ નાઠા.

ગામમાં એક અઢારેક વર્ષનો જુવાન રહેતો હતો. નાનપણથી જ એને ભક્તિ ને સત્સંગ પર પ્રીત હતી. સાધુ ભગતની ખ્યાતિ સાંભળીને તે તેમની પાસે આવી રહ્યો ને તેમની ખૂબ ખાતરબરદાસ્ત ઊઠાવવા માંડી.

આમ કરતાં કરતાં એક દિવસ ભગતનું મન ટીકર પરથી ઊઠી ગયું. બીજે ગામ જવા તેમણે પ્રયાણ આદર્યું. ભગતના પગ ઝાલીને જુવાન બેસી ગયો.

"શી મરજી છે, બાપ કાળા?"

"તમારી દુવા જોઈએ, બાપુ!"

ભગત ખડખડાટ હસીને બોલ્યા: "બાપ કાળા! તું તો પરજાપત છે. સેવા તો તને ગળથુથીમાં મળી છે. ઠાકરનું

નામ લઈને લોકની ચાકરી કરવા મંડી જા. મારી દુવા છે ભાઈ, તારા તપના પરતાપે તારે હાથે ભારેભારે રોગ મટશે."

× × ×

અઢાર વર્ષનું યૌવન, સંસારનું સુખ માણવાની લાલસા, માતાપિતાનો સ્નેહ, બધું ય સાપની કાંચળી માફક કાળાએ અંગ પરથી ઊતારી મૂકયું. કાળાએ ભગવાં પહેરી લીધાં ને ગુરુની આજ્ઞા મુજબ લોકોની ચાકરી કરવા માંડી.

રોગીની ભાળ મળતાં જ જુવાન કાળો, ટાઢતડકો જોયા વિના, ગાઉના ગાઉ ચાલીને પણ તેની પાસે દોડી જાય છે. કોઈ નોધારા કે અપંગની ચાકરી કરવા પોતે ય કૈંક ઉજાગરા વેઠે છે. દર્દીના અંગે જીવાત ખદબદતી હોય, પાચપરૂના રેગાડા ચાલ્યા જતા હોય તો તે બધું ય આ જુવાન જરા પણ ચીતરી ચડાવ્યા વિના ધુએ છે. સેંકડો રૂપિયા ખર્ચતા ને મોટામોટા વૈદોના ઈલાજો પછી જે રોગો નથી મટતા તે રોગો આ જુવાન ભગત મંત્રેલા દોરાના બળે પળમાં મટાડી દે છે. ને બદલામાં કંઈ પણ લેવા તે ઘસીને ના પાડી દે છે. અને આમ પોતાના ઉપચારોને પરિણામે સાજા થતા માણસોને જોઈને તે કોઈ સ્વર્ગીય આનંદના નશામાં મસ્ત રહે છે.

× × ×

માલણિયાત ગામના દાના પટેલના પટલાણીને ભયંકર જળંદર થયું છે.

પટેલ ધ્રાંગધ્રા ને વઢવાણના મોટા મોટા વૈદો સુધી દોડી વળ્યા. સેંકડો રૂપિયાનો ધૂમાડો કરી ચૂકયા. પણ પટલાણીનું દરદ ન મટયું તે ન મટયું.

ગામના લોકોએ પટેલને કાળા ભગત પાસે જવાની સલાહ આપી. પટેલે ભગત પાસે જઇ દરદની વાત કરી ને પગમાં પડીને કહ્યું: "બાપુ! મારૂં આટલું દખ ના મટાડો?"

"કે'દી ના પાડી 'તી, પટલ? લે આ દોરો. પટલાણીને કાંડે બાંધજે." ભગતે પટેલને દોરો આપ્યો.

પંદર દહાડામાં પટલાણી પાણીની હેલ લાવતા થઈ ગયા.

પટેલે સો રૂપિયાની થોકડી ભગતના પગમાં મૂકી. ભગત હસવા લાગ્યા: "એ તો ઠાકરની દુવાથી બન્યું છે. ઠાકર લેખે વાવરી નાંખજે."

× × ×

ધ્રાંગધ્રાને પાદરે નદી ઉપરથી એક દિવસ ભગત નીકળ્યા.

એક ઝૂંપડીમાં કોઇ ચીસેચીસો પાડે છે. ભગત ઝૂંપડીમાં ગયા. જુએ છે તો વાઘરીની બાર વરસની છોકરીનું માથું ઊંદરીથી ગદગદી ગયું છે. અંદર જીવાત પડી છે. ખદબદ! ખદબદ!

ભગતનું અંતર દીકરીનું દુઃખ દેખીને ઓગળી ગયું.

છોકરીનું માથું ઝાલીને એકેએક જીવાતને તેમણે ખેંચી કાઢી. પાણીથી તેનું માથું ધોયું ને ફૂંક મારીને તેને ગળે દોરો બાંધ્યો.

છોકરીને ટાઢક વળી ગઈ. તેની ચીસો અટકી ગઇ. કૈંક કૈંક ઉપાયોથી નહિ મટેલો રોગ પળમાં મટી ગયો.

છોકરીના બાપે ભગતના પગ ઝાલી લીધા. "બાપુ, કો' તો આખી ય જંદગી તમારી ચાકરીમાં રહું."

ભગતે આકાશ તરફ જોઇ તે તરફ આંગળી ચીંધી કહ્યું: "ચાકરી કર પેલા ઉપલાની!"

× × ×

સાયકડા ગામના ગરાસિયાઓની હાક વાગતી. તેમની નજરે થઈને કોઇ ઘોડે ચડીને નીકળી શકતું નહિ.

કાળા ભગતને આ વાતની જાણ થઈ. ઘોડેસવાર થઈ ને તે સાયકડા ગામની વચમાં થઈને નીકળ્યા. ગામને ચોરે ગરાસિયા બેઠા હતા. ભગતને જોતાં જ તેઓ બળી ઊઠયા.

"આ ટપલું જોને ફાટયું છે!" એકે દાંત કચકચાવ્યા.

"વસવાયાની જાત આપણી નજરે ઘોડે ચડીને જાય તો ભારે અપમાન કે'વાય." બીજાએ ટાપશી પૂરી.

"પાડો એને ઘોડી પરથી હેઠો!" ત્રીજાએ હોકારો કર્યો.

હોકારા સાથે ગરાસિયા ઊભા થવા ગયા. પણ કોઈ

ઊભું જ થઈ શક્યું નહિ. ગરાસિયા જમીન પર સજ્જડ ચોંટી ગયા હતા.

ભગત તો ગરાસિયા સામે જોઈને ખૂબ હસવા લાગ્યા.

ગરાસિયા ગભરાયા. ભગતને ખૂબ કરગર્યા. ગામના બીજા લોકોએ પણ ભગતને દયા લાવવા વીનવ્યા.

આખરે ભગતે કહ્યું : "જો બાપ દરબારો ! આવો એંકાર ના રાખીએ. દુનિયામાં ઊંચીનીચી જાત્યું કરી મૂકી છે. પણ કોઈનો આતમા થોડો ઊંચોનીચો છે ?" કહીને ગરાસિયાઓને માફી આપી.

ગરાસિયાઓનો ગર્વ ગળી પડયો. તેઓ ભગતને પગે પડયા.

એ દિવસથી સાયકડા ગામમાં સૌ કોઈને ઘોડીએ ચડીને નીકળવાની છૂટ મળી.

× × ×

ચુલીના વાણિયાના દીકરાની જાન જતી હતી. ત્યાં મારગમાં આઠદશ બંદૂકધારી લૂંટારાઓ જાનને ઘેરી વળ્યા. વાણિયણોના હાથપગમાંથી ઘરેણાં ઉતરાવી ઉતરાવીને તેમણે ઢગલો કરવા માંડયો.

ત્યાં તો એ જ મારગે ઘોડી ઉપર કાળા ભગત નીકળ્યા.

તેમને જોતાં જ લૂંટારાઓએ કહ્યું : "ભગત ! સીધા હાલ્યા જજો. નહિ તો રામ રમી જશે."

સ્ત્રીઓ ને બાળકોને કાળો કકળાટ કરતા જોઈ ભગત લૂંટારાઓની આગળ આવ્યા ને કહેવા લાગ્યા: "બાપ! આ બેનદીકરીયુંને સંતાપવી રે'વા દો. પે'લો મને લૂંટો. પછી આ સૌને."

લૂંટારાઓ ના માન્યા. તેમણે લૂંટનું કામ ચાલુ રાખ્યું.

"ભલે બાપ! ત્યારે આ લૂંટ લેવી હોય તે લઈ જાવ." કહી ભગત ઘરેણાંના ઢગલા નજીક આવ્યા ને એક પછી એક ઘરેણું જાનમાં વહેંચવા માંડયું.

લૂંટારાઓ ધુંઆકુંઆ થઈ ગયા. ભગત તરફ તે ધસવા ગયા. પણ તસુભર કોઈ ખસી જ શેના શકે?

લૂંટારાઓએ ભગતને ખૂબ કાલાવાલા કર્યા ત્યારે ભગતે તેમની દયા ખાધી: "શો સાર કાઢયો બાપ?"

ઘડી પહેલાં કાળો કળેળાટ કરનારાં માણસોને આનંદથી ઉભરાતા જોઈને પરમ સંતોષ પામતા ભગત ચાલ્યા ગયા.

× × ×

ભગતનું વય સીત્તેર વર્ષનું થઈ ગયું છે. નારીચણા ગામમાં તે મરણપથારીએ પડયા છે. ભગતને પોતાના કુટુંબી ઠાકરશીને મળવાની ખૂબ જ જિજ્ઞાસા છે.

ભગતે ઠાકરશીને બોલાવવા માણસને ટીકર મોકલ્યો.

ઠાકરશીએ તેડવા આવનાર માણસને જવાની ના પાડી દીધી.

માણુસ ગયા પછી ઠાકરશીને લાગ્યું કે ભગત ફરીથી માણુસને મોકલીને પોતાને તેડાવ્યા વિના અને કોઈ લફરું (દેવોના કર) વળગાડી ગયા વિના રહેશે નહિ. એટલે તેણે લીયા જતા રહેવાનું ઠીક ધાર્યું.

ઠાકરશી બેચાર ખેતરવા જાય ને તેને રસ્તો સૂઝે નહિ, તે પાછો ફરે ને કોઇ વટેમાર્ગુને મારગ પૂછે. વળી પાછો તે બેચાર ખેતરવા જાય ને તેને મારગ સૂઝે નહિ.

ઠાકરશી આવી સ્થિતિથી ગભરાયો. ભગતને નહિ મળવાનો સંકલ્પ કરવાથી આમ થવા પામ્યું છે એવી તેને ખાત્રી થઈ. તેણે ભગતને મળવા મનમાં નક્કી કર્યું. તેણે નારીચણા તરફ પગલાં માંડયાં. અને એકાએક તેને મારગ સૂઝવા માંડયો.

ભગત પાસે આવીને તેમના પગમાં ઠાકરશી નમી પડયો. ભગતે તેને જોઇને સંતોષ અનુભવ્યો. “ઠાકરશી! ઠાકરની ભક્તિ કરજે!” કહીને તેમણે દેહ છોડયો.

# સંતવર શ્રી. પુરુષોત્તમદાસજી

પ્રાચીન કાળમાં અનેક સંતો–ભક્તોએ પ્રજાપતિ કોમમાં જન્મ લઈ તેને ગૌરવવંતી અને પવિત્ર બનાવી હતી. અર્વાચીન કાળમાં પણ સંતોની એ પરંપરા પ્રજાપતિ કોમમાં ટકી રહી છે. આ અર્વાચીન સંતોમાં સંતવર શ્રી. પુરુષોત્તમદાસજીનું સ્થાન સૌથી આગળ આવે તેમ છે.

લોકોને પ્રભુને પંથે વાળવાને માટે જગતમાં મહાન વિભૂતિઓનો જન્મ યુગેયુગે થયા કરે છે. એવું જ ઈશ્વરી કાર્ય કરવાને સંતવર શ્રી. પુરુષોત્તમદાસજી જગતમાં આવ્યા હતા. તેમણે ગરીબ અને ધર્મપરાયણ માતાપિતાને ત્યાં જન્મ લઈ ધાર્મિકતાને પોષવા જીંદગીના અંત સુધી ગરીબીનું વ્રત પાળ્યું. શાળામાં અભ્યાસ ઓછો કર્યા છતાં તીવ્ર જ્ઞાનપિપાસાથી ધર્મગ્રંથોનું ઊંડું મનન અને ચિંતન કરી તેમાંનાં જ્ઞાનને પચાવ્યું અને ભજનઉપદેશદ્વારા લોકોને તેનો લાભ આપ્યો. ત્યાગ, સંયમ, સેવા, સ્વાશ્રય, ઈત્યાદિ સદ્ગુણો–ધાર્મિક જીવન માટે જે જે તત્ત્વો જરૂરી છે તે તે તત્ત્વો–તેમણે જીવનમાં વણી દીધાં. ઈશ્વિરતત્ત્વની ઝાંખી માટે તેમણે તીવ્ર વેદના અનુભવી અને જીવનના સંકટમય પ્રસંગોએ

પણ અલૌકિક ઈશ્વરનિષ્ઠા જાળવી રાખી. આમ તેઓ માનવ-જાતને અનુસરણ કરવા યોગ્ય એક ઉચ્ચ કોટિનું જીવન જીવી ગયા.

### માતાપિતા

એમનું મૂળ વતન તો અમદાવાદ. પણ તેમના પિતા ગોધરા આવીને વસ્યા હતા. શ્રી. પુરુષોત્તમદાસજી જીંદગીના છેવટના દિવસોમાં જ્યાં રહેતા હતા ત્યાં તેઓ રહેતા હતા. તેમનું નામ સેવકરામ.

સેવકરામ ભક્તજન હતા. ઈશ્વિરભજન, સાધુસંતોનો સમાગમ અને ધાર્મિક પુસ્તકોના અભ્યાસમાં જ તેઓ બધો સમય વીતાવતા. આ ઉપરાંત ગોધરાના તળાવ ફરતું તે વખતે જંગલ જેવું હતું. ત્યાં તેઓ મોડી રાત સુધી એકલા ફર્યા કરતા.

સેવકરામ કથાવાર્તા કહેવામાં પણ કુશળ હતા. સાંજના તેમના ઘર પાસે તેઓ ઘણીવાર કથા કરતા. તેમની પાસે હાથની લખેલી એક ગીતા હતી. કથામાં તેના ઉપર તેઓ બહુ ભાવથી જ્ઞાનચર્ચા કરતા. ગીતાજીનો એમનો એ અભ્યાસ એટલો ઊંડો હતો કે આ ચર્ચા સાંભળનારાઓ રસમાં ડૂબી જતા. આ કથાવાર્તાથી ઘણાંના દિલમાં ભક્તિનાં બીજ રોપાયાં હતાં અને કેટલાક તો તેમના શિષ્ય થયા હતા.

સેવકરામે લગભગ ૪૦ વર્ષની ઉંમર સુધી ગૃહસંસાર માંડયો નહોતો. લગ્ન કરવાનું કહેવામાં આવતાં તે બોલી ઊઠતા: “ ઈશ્વિર સાથે મારાં લગ્ન ક્યારનાં થઈ ગયાં છે. ”

પણ પાછળથી સગાંવહાલાંના દબાણને લઈને તેમણે લગ્ન કર્યું હતું. છતાં લગ્ન પછી યે ઈશ્વરભક્તિમાં જ તેઓ લીન રહેતા હતા. મોડીરાત સુધી તળાવના ફરતા જંગલમાં તેઓ ફર્યા કરતા હતા અને ગમે તે વખતે ઘેર આવતા.

સેવકરામ નિસ્પૃહી પણ ખૂબ હતા. ગરીબીને તો તેમણે ઈશ્વરકૃપા જ ગણી હતી. તે વખતે ગોધરામાં અન્ના સાહેબ કરીને એક દક્ષિણી સુબેદાર હતા. સેવકરામનાં ભક્તિ, જ્ઞાન અને ત્યાગથી તેઓ આકર્ષાયા હતા. તેમણે સેવકરામને એક દિવસ બોલાવીને કંઈક માંગવા કહ્યું. ત્યારે સેવકરામે કહેલું: "પ્રભુના ભક્તે કંઈ જ રાખવું કે સંઘરવું ન જોઈએ ઈશ્વર સિવાય મારે કશું ય નથી જોઈતું." તો પણ અન્ના સાહેબે ઘણો આગ્રહ કરીને તેમને એક ઘોડી બક્ષીસ આપી હતી. તેના ઉપર બેસી તેઓ ઘણે દૂર ફરવા જતા હતા

સેવકરામે ઉત્તર હિંદની જાત્રા પગે ચાલીને કરેલી અને ઠેઠ નેપાલથી નરસિંહજીની મૂર્તિ લાવ્યા હતા.

શ્રી. પુરુષોત્તમદાસજીના માતાનું નામ મોંઘીબા. તેઓ પણ નમ્ર, સહનશીલ, પતિપરાયણ અને પ્રભુપ્રેમી હતા. લગ્ન કરીને ઘરમાં પગ મૂકતાં જ સેવકરામે તેમને કહેલું: "ઘરમાં કાંઈ નથી અને હાથેપગે રહેવાનું છે. મહેનત કરો અને ખાઓપીઓ તેવું છે. પોસાય છે? પોસાય તો જ રહો." છતાં નમ્રતામૂર્તિ માતાએ મૂગે મોંએ દુ:ખભર્યો ગૃહસ્થાશ્રમ સ્વીકારી લીધો.

પતિ સેવકરામ ભક્તિમાં જ મસ્ત રહેતા ને ઘરવ્યવહાર

ઉપર જરાપણ ધ્યાન આપતા નહોતા. શ્રી. પુરુષોત્તમદાસજીના માતા આ બધું શાંતિથી સહન કરી લેતા, આડીઅવળી મહેનત કરીને ઘરનું ગુજરાન ચલાવતા અને ભક્તિના પવિત્ર પંથમાં પતિને સહાયભૂત નીવડતા.

### જન્મ

પીસતાળીસ વર્ષની ઉંમર પછી સેવકરામને ચાર પુત્રો થયા. રણછોડદાસ, ભુરાભાઈ, છોટુભાઇ ને પુરુષોત્તમદાસજી. પુરુષોત્તમદાસજી સૌથી નાના. તેમનો જન્મ સંવત ૧૯૧૧માં જન્માષ્ટમીની રાત્રિએ બાર વાગતાં થયેલો. તળાવને કાંઠે આવેલી ધર્મશાળા પાસેની ભગતની ખડકીમાં આવેલું એક ઘર એ એમનું જન્મસ્થાન.

### બાળપણ

આપણે જોયું કે પુરુષોત્તમદાસજીનાં માતાપિતા ધાર્મિક વૃત્તિવાળાં અને પ્રભુપરાયણ જીવન ગાળનારાં હતાં. તેમને ત્યાં સાધુસંતો આવતા, ભજનો ચાલતાં અને કથાકીર્તન થતાં. બાળક પુરુષોત્તમ આ બધું સાંભળતા અને સાધુસંતોના ખોળામાં રમ્યા કરતા. મોટી વયે શ્રી. પુરુષોત્તમદાસજીમાં જોવામાં આવતા સેવા, સંયમ, નિસ્પૃહીપણું, નમ્રતા, ઇત્યાદિ સદ્‌ગુણોનાં બીજ તેમનામાં નાની વયમાં જ રોપાયાં હતાં.

બાળક પુરુષોત્તમ પાંચ વર્ષના થયા ત્યાં તેમના પિતા દેવલોક પામ્યા.

રણછોડદાસ, ભુરાભાઈ, છોટુભાઇ અને પુરુષોત્તમદાસજી

હજુ નાની ઉંમરના હતા. તેથી કુટુંબનો બધો ભાર માતા ઉપર આવી પડ્યો. સહનશીલ માતાએ લોકોની આડીઅવળી મજૂરી કરી, દુ:ખ વેઠી પુત્રોને ઉછેરવા માંડ્યા.

ગોધરામાં તે વખતે ગામઠી નિશાળ હતી. ભણીને જીંદગીમાં સુખી થાય એ આશાએ માતાએ પુત્રોને નિશાળે બેસાડ્યા. બાળક પુરુષોત્તમે ત્રણ ચોપડીઓનો અભ્યાસ કરી લીધો. આટલી નાની ઉમરમાં પણ પુરુષોત્તમદાસજીની સ્મરણ-શક્તિ ભારે તીવ્ર હતી. એક વખત તેઓ કોઇ ચીજ સાંભ-ળતા એટલે તે તેમને યાદ રહી જતી અને પછી ગમે તે વખતે તે કડકડાટ બોલી જતા.

બાળક પુરુષોત્તમની ધર્મવૃત્તિ સતેજ હતી. પિતાની ખ્યાતિથી આકર્ષાઈને કેટલાક સાધુસંતો તેમને ઘેર આવતા. તેમની તેઓ સારી ચાકરી કરતા. તેમનાં કથાકીર્તન તેઓ રસપૂર્વક સાંભળતા.

પિતાના મૃત્યુ બાદ સાતેક વર્ષે પુરુષોત્તમદાસજીના મોટાભાઈ છોટુભાઈ ગુજરી ગયા. છોટુભાઈ સરળ દિલના અને ઈશ્વરપ્રેમી હતા. પુરુષોત્તમદાસજીના દરેક કામમાં તેઓ સાથી હતા. તેમના મૃત્યુથી પુરુષોત્તમદાસજીને ખૂબ દુ:ખ લાગ્યું.

જુવાન જેવા પુત્રના મૃત્યુનો આઘાત ને કુટુંબનો ભાર એ બે વાતથી માતાનું શરીર ઘસાવા લાગ્યું. પોતાની ચૌદ વર્ષની ઉંમરે ટુંક માંદગી પછી માતા પણ અવસાન પામ્યા.

વહાલનું એકનું એક સ્થાન પણ આમ પુરુષોત્તમદાસજીના જીવનમાંથી ચાલ્યું ગયું.

જગતના સામાન્ય લોકો દુઃખ આવી પડતાં ગભરાઈ જાય છે, તેમાંથી છુટવાના પ્રયત્નો કરે છે ને તેમાં નિષ્ફળ જતાં આખું યે જીવન શોકમાં વિતાવે છે. પણ ઇશ્વર તરફ જેમનું મન વળ્યું છે તેમની બાબતમાં આમ નથી બનતું. દુઃખથી તો તેમનાં અંતરમાં વૈરાગ્યવૃત્તિ તીવ્ર બને છે અને તેઓ ઈશ્વરની વધુ નજીક જાય છે. પુરુષોત્તમદાસજીનું ચિત્ત પણ આમ ઉપરાઉપરી દુઃખો આવી પડવાથી ભક્તિ તરફ વધુ ખેંચાયું. સાધુસંતોનો સંસર્ગ તેમણે વધારે સેવવા માંડ્યો ને ઘેલા જેમ તેઓ ભટકવા લાગ્યા.

લગ્ન

ઈશ્વર પાછળ જે માણસ ગાંડો થાય છે તેને સમાજ સાંખી શકતો નથી. પુરુષોત્તમદાસજીના આવા વર્તનથી તેમના મોટાભાઈ રણછોડદાસને ચિંતા પેઠી. ઘરમાં તેઓજ સૌથી મોટા ને ઘરમાં બધી જ જવાબદારી તેમની. તેમણે બહિયેલ (તા. દહેગામ–વડોદરા રાજ્ય)માં એક બારેક વર્ષની જમનાબા નામની કન્યા શોધી કાઢી ને તેની સાથે પુરુષોત્તમદાસજીનાં લગ્ન કરી નાંખ્યા. પણ પુરુષોત્તમદાસજીને સંસારજીવનમાં રસ ન પડ્યો. "સંસારસુ સરસો રહે ને મન મારી પાસ' જેમ જ તેઓ ગૃહસ્થજીવન ગાળવા લાગ્યા. ભક્તિમય જીવન તેમણે પૂર્વવત ચાલુ જ રાખ્યું.

ભાખરીનું ભણતર

પુરુષોત્તમદાસજીની આવી ઘેલછાથી બે વર્ષમાં જ

મોટાભાઈ કંટાળી ગયા. પિતાની જમીનનો ત્રીજો ભાગ કાઢી આપી તેમણે પુરુષોત્તમદાસજીને જૂદા કાઢ્યા.

હવે પુરુષોત્તમદાસજીને કમાયા વિના છૂટકો નહોતો. તેમણે માટીનાં વાસણો બનાવવાનો ધંધો શરૂ કર્યો. પણ તે ધંધો હાથ પર બરોબર બેઠો નહિ હોવાથી થોડાવખત પછી તેઓ એક મિઠાઈવાળાને ત્યાં નોકરીએ રહ્યા. પણ ત્યાં પગાર જૂજ મળતો હોવાથી તેમણે એ નોકરી છોડીને વાંસવળીનો વેપાર શરૂ કર્યો. તેમાંય ખોટ આવી ને તેઓ દેવાદાર બની ગયા. લેણદારોએ લેણા માટે તકાદો કરવા માંડ્યો. આથી પુરુષોત્તમદાસજી મહુધે રહેવા ચાલ્યા ગયા.*

મહુધા જઈને પુરુષોત્તમદાસે માટીનાં વાસણો બનાવવાનો ધંધો બરોબર હાથ કર્યો ને તે કરવા માંડ્યો. પણ મનુષ્યનું જીવન કોઈ ઊંચા ધ્યેય માટે છે એ વિચાર એમના મનમાંથી ખસ્યો નહિ. કોઈ સાધુસંતને જોતાં જ પોતાનું કામ મૂકી તેઓ તેમની સેવા ને તેમનો સત્સંગ કરવા દોડી જતા.

### ગુરુપ્રાપ્તિ ને ગુરુસેવા

આમ કરતાં કરતાં એક વાર એક દિગંબર અવધૂત મહુધા આવી ચડ્યા. તે સ્મશાનમાં રહેતા અને દિવસમાં એકાદ ઠેકાણેથી જે ભીક્ષા મળે તેનાથી સંતોષ માનતા. ગામની શેરીમાં કોઈ મરેલ કુતરાંબિલાડાં હોય તેને તે તાણી જતા, ગામની બહાર દાટી આવતા અને ગામની

* પાછળથી તેમણે પાઈએ પાઈ દેણું ચુકવી આપેલું.

સેવા કરતા. એકવીસ વર્ષના ભગત પુરુષોત્તમદાસજીનું તેમના તરફ આકર્ષણ થયું. તેમણે હંમેશાં અવધૂત પાસે પોતાના ગરીબ ઘરનાં રોટલો ને છાશ લઈને જવા માંડયું. એટલું જ નહિ પણ ચોમાસામાં ઘણી વાર તો કેદસમાં કે ગળાસમાં પાણીમાં પણ એ અવધૂતને તેમણે ભોજન પહોંચાડયું. આમ ઘણા મહિના પુરુષોત્તમદાસજીએ અવધૂતની સેવા કરી. પુરુષોત્તમદાસજીના આવા પ્રેમથી પ્રસન્ન થઈને અવધૂતે આ જુવાન ભગતને પોતાના કર્યા, સ્મશાનમાં સત્સંગ આપ્યો અને જ્ઞાનદીક્ષા બક્ષી.

બસ, એ દિવસથી પુરુષોત્તમદાસજીના હૃદયના આગળા ઊઘડી ગયા. તેમની દૃષ્ટિ ફરી ગઈ. ઘેલા માણસની જેમ એ જ્યાંત્યાં રખડવા લાગ્યા. પરમ શાંતિમાં કે ગંભીર ભાવપ્રદેશમાં તેમનું ચિત્ત વિહરી રહ્યું હોય એમ આ વખતે તેમના દેખાવ ઉપરથી લાગ્યા વિના રહેતું નહિ.

### પાછા ગોધરા

અવધૂત ગુરુ પાસેથી ગુરુમંત્ર મળ્યા પછી ટુંક સમયમાં જ પુરુષોત્તમદાસજી ગોધરે પાછા ફર્યા. ‘મન લાગો મેરો યાર ફકીરીમેં’ એમ તેમનું મન હવે ભક્તિમાં જ લીન રહેવા લાગ્યું. ઈશ્વરધ્યાન અને ભજનકીર્તનમાં ઘણોખરો વખત તેમણે કાઢવા માંડયો.

### સંતસમાગમો

આ અરસામાં તેમણે કેટલાક સંતોના સમાગમો કર્યા. નડિયાદમાં પ્રણામીના મંદિરમાં એ વખતે બિહારીદાસ

નામના મહંત રહેતા હતા. તે ધર્મગ્રંથોના સારા અભ્યાસી અને જ્ઞાની હતા. પુરુષોત્તમદાસજીએ એમની પાસે ચારેક વર્ષ આંટા ખાધા કર્યા અને તેમના જ્ઞાનનો લાભ લીધો. 'છોટમની વાણી'ના કર્તા ભક્તકવિ છોટમ બિહારીદાસના ગુરુભાઈ થતા. પુરુષોત્તમદાસજી તેમના પરિચયમાં પણ આવ્યા. આ ઉપરાંત, નડિયાદના કુબેરદાસના મંદિરના સમર્થ સંતનો સત્સંગ પણ પુરુષોત્તમદાસજી અનેક વખત પામ્યા. આથી તેમની ધર્મવૃત્તિને ખૂબ જ પોષણ મળ્યું.

### યાત્રાઓ

આ બધો વખત પુરુષોત્તમદાસજી વ્યવહાર પ્રત્યે બેદરકાર રહેતા. તેથી તેમના સગાંસ્નેહીઓએ તેમને ઠપકો આપવા માંડ્યો. બીજાઓ ગમે તેમ કહે પણ પોતાને જે ધ્યેય સમજાયું તેને અનુસરતું જીવન પોતે ગાળવું જોઈએ એવો દૃઢ નિશ્ચય તેમણે કરી લીધો. એક દિવસ તેમણે ઘરમાંથી સો રૂપિયા લીધા–સામાન્ય લોકોની ભાષામાં ચોર્યા. અને હરદ્વાર, પ્રયાગ, કાશી, જગન્નાથપુરી, વગેરે સ્થળોની યાત્રા કરી આવ્યા.

યાત્રા કરીને ઘેર આવતાં તેમને તેમના મોટા ભાઈએ ઉધડા લીધા. આડોશીપાડોશીએ તેમને મૂર્ખ ગણી કાઢ્યા. તો પણ તેમણે પૂર્વવત આચરણ જારી રાખ્યું. આ વખતે તેમનું ચિત્ત ધર્મમાં એટલું બધું પરોવાઈ ગયું હતું અને તે મુજબ એવું વર્તન હતું કે તેમના મોટાભાઈ અને પત્નીને તેઓ કોઈ સાધુસંન્યાસી પાસે ભગવાં પહેરી લેશે એવે

ર લાગવા માંડ્યો. તે માટે તેઓએ પૂરતી તકેદારી રાખવા ાંડી. છતાં પુરુષોત્તમદાસજી એક દિવસ ફરીથી નાસી ગયા. ા બીજી વખતે તેઓ શ્રીનાથજી, ગોકુળમથુરા, વૃંદાવન, ારિકા, વગેરે ધામોની યાત્રા કરી આવ્યા. આ પછી થોડે ામયે તેઓ ત્રીજીવાર યાત્રા કરવા નીકળી પડ્યા. પણ ાકોરથી જ તેમનાં સગાંસ્નેહીઓએ તેમને પકડી પાડી ાછા વાળ્યાં.

### અજબ અભ્યાસ

પુરુષોત્તમદાસજીને નડિયાદના સંતોનો સમાગમ થયો. ાત્રાઓ દરમ્યાન મોટામોટા જ્ઞાનીઓનો ભેટો થયો. તેમનાં ાંડા જ્ઞાનનો અનુભવ મળ્યો. આથી ધર્મ વિષે કંઈક ાણવાની કુતૂહલવૃત્તિ તેમનામાં ઉત્પન્ન થઈ. તેમણે ગીતાજી, ાગવત, યોગવાસિષ્ઠ, અનુભવપ્રકાશ, ઈત્યાદિ ધર્મગ્રંથોનો ાને અખો, પ્રીતમ, ગોપાળ, નીરાંત, વગેરે ભક્તકવિઓના ાદાંતનાં પદોભજનોનો ઊંડો અભ્યાસ કર્યો. પુરુષોત્તમદાસજી ાાત્ર ત્રણ ચોપડી ભણ્યા હતા છતાં તેમનો આ અભ્યાસ ાટલો તો હૃદયપૂર્વકનો અને ઊંડો હતો કે જ્યારે તેઓ ાપદેશ આપતા ત્યારે આ ગ્રંથો ને ભજનોની લીટીએ ાીટીઓ મોઢે બોલી જતા અને તે કયે પાને છે તે કહી જતા.

### માણસો ઘડવાનું કામ

આમ ૩૧ વર્ષની ઉંમર સુધીમાં તો પુરુષોત્તમદાસજીએ ાર્મગ્રંથોનો ઊંડો અભ્યાસ કરી લીધો, યાત્રાઓ કરી લીધી,

સંતસમાગમોનો લાભ મેળવી લીધો અને ભક્તિનું અણમોલ ભાથું બાંધી લીધું. પોતાના અનુભવોને ખૂબ ઘુંટયા.

જીવનમાં કોઈ પણ કામ કરવા જેવું હોય તો તે ઈશ્વરપ્રાપ્તિ છે એ વાત એમને હૈયે હવે પૂરેપૂરી વસી ગઈ અને ભવસાગરમાં ભૂલા પડેલા જગતજનોને નમ્રભાવે એ રાહ દેખાડવો જોઈએ એ એમણે સમજી લીધું.

બસ તે દિવસથી તેમણે તેમનું જીવન ધર્મને અર્પણ કરી દીધું. ઈશ્વર પ્રત્યે એકનિષ્ઠા સાધી. અને વાસણ ઘડવાને બદલે માણસો ઘડવાનું કામ કરવા માંડ્યું. એ માટે તેમણે ભજનોને સાધન તરીકે સ્વીકાર્યું ગોધરા અને તેની આજુ-બાજુનાં ગામોમાં તેમની હૃદયવાણી તેમણે વહાવવા માંડી. પુરુષોત્તમદાસજી 'ભગતજી' બની ગયા.

### ભકિતનું આકર્ષણ

એક દિવસ રાતના ભગતજી ગોધરામાં તેમનાં ફળિયામાં ભજન ગાતા હતા. આસપાસ ભક્તજનો તેની મીઠાશ માણી રહ્યા હતા. ત્યાં ગોધરાના જમાદાર નથ્થુરામ આવી ચડયા અને કહ્યું: "કુંભાર, ચીલમ દે દે!" ભગતજી ભજનમાં લીન હતા. તે જવાબ જ શાના આપે? જમાદારને જરા ગુસ્સો તો ચડયો. પણ એટલીવારમાં જમાદારને ભજનમાં જરા મજા પડી. તે થોડીવાર શાંતિથી ઊભા રહ્યા. ભજનની અસર તેમના પર જામી. એના સૂરેસૂરે એ ઘેલા થઈ ગયા. એ દિવસથી નથ્થુરામ ભગતજીના ભક્ત બની ગયા.

નથ્થુરામની બદલી ભરૂચ થઈ. એક દિવસ તેમણે ભગતજીને પોતાને ઘેર બોલાવ્યા.

નથ્થુરામને ભરૂચની સરકારી અંગ્રેજી શાળાના શિક્ષક છોટુભાઈ શંકરજી દેસાઈ સાથે ઓળખાણ. ભગતજીનો સત્સંગ પામવા નથ્થુરામે તેમને બોલાવ્યા. છોટુભાઈ તો સમર્થ વેદાંતી. વેદ, ઉપનિષદ્, ઈત્યાદિ ગ્રંથોનો તેમણે અભ્યાસ કરેલો. ગમે તેવા સાધુસંતને તો તેઓ ગણકારે જ શાના? છોટુભાઈએ ભગતજીને સામાન્ય સાધુ ધારી લીધા. નથ્થુરામના આગ્રહથી તે તેમને ત્યાં ગયા. બારણેથી જ હાક દીધી: "બોલાવ તારા ભગતજીને." ભગતજી ઘરમાંથી આગળ આવી છોટુભાઈ સામે હસતાહસતા જોઈ રહ્યા. છોટુભાઈ તેમના દર્શનથી ઠરી જ ગયા. અર્ધો કલાક સુધી એકપણ શબ્દ બોલી શક્યા નહિ. અર્ધો કલાક સુધી તેમની આંખમાંથી આંસુની ધારા વહ્યા જ કરી.

છોટુભાઈને ભગતજીમાં મહાન સંતનાં દર્શન થયાં. આ માનવરત્નનું તેમણે પૂરેપૂરૂં પારખું કરી લીધું અને તેનું મૂલ્ય બીજાને સમજાવ્યું.

છોટુભાઈ ડાહ્યાભાઈ દરૂએ અમદાવાદ, ભરૂચ, વગેરે સ્થળોએ સરકારી હાઈસ્કૂલના મુખ્ય શિક્ષક તરીકે નોકરી કરેલી. તેમને ભગતજીનો પરિચય થયો. ગોધરા બદલી થતાં તેમણે ભગતજીની ચાકરી ઊઠાવી. ગોધરા રહ્યા ત્યાં સુધી ભગતજી માટે તેમણે ચહા, ખાવાપીવાની, વગેરે વ્યવસ્થા કરી. તેમના પત્નીએ પણ ભગતજી માટે બન્ને ટંક ખાવાનું ઢાંકી આવવાનું કામ બજાવ્યું.

ભક્તજીવન ગાળવા છતાં અયાચક વૃત્તિના આગ્રહી ભગતજી માટીનાં વાસણ બનાવવાનો ધંધો કરતા. ભગતજીનો ધંધો છોટુભાઈએ છોડાવ્યો અને તેમના ખર્ચ માટેની રકમ પોતાના પગારમાંથી કાઢી આપવા માંડી.

શેઠ વીસનજી ખીમજી મુંબઈના કરોડાધિપતિ શ્રીમંતોમાંના એક. એમને સરકાર તરફથી જે. પી. અને રાવબહાદુરના ઈલ્કાબ મળેલા. શ્રીમંત ઉપરાંત તેઓ ભારે અભ્યાસી હતા. શંકરાચાર્યના ગ્રંથો, આર્યસમાજના સિદ્ધાંતો, ઈત્યાદિનો એમણે ઊંડો અભ્યાસ કરેલો. આઠ આઠ કલાક સુધી તેઓ એક આસને ધ્યાન કરતા. મોટા મોટા વિદ્વાનો અને જુદાજુદા સંપ્રદાયોના સમર્થ સાધુસંતોના પરિચયમાં તે આવેલા. તેમને આ પ્રજાપતિ સંતના પરિચયમાં અપૂર્વ સંતોષ થયો. શાંતિ મળી.

પરિચય પછી તેમણે ભગતજીને આગ્રહપૂર્વક પોતાના દાદરના બંગલે અનેકવાર તેડાવ્યા ને માનપૂર્વક રાખ્યા. લાનોલીના બંગલે કેટલાય ઉનાળામાં હવા ખાવા લઈ ગયા. વર્ષો સુધી તેમણે ભગતજીની સેવા ઊઠાવી.

એટલું જ નહિ પણ શ્રીમંતાઈને લેશ પણ મનમાં લાવ્યા વિના, અગવડોનો જરાપણ ખ્યાલ કર્યા વિના તેમણે જીવ્યા ત્યાં સુધી ભગતજીના દર્શન માટે ગોધરાની ઘણીવાર મુલાકાતો લીધી.

દોલતરામ નામે એક પંડિત હતા. તેમણે ઉપનિષદ્,

વેદ, વગેરેનો અભ્યાસ કરેલો. ઈશ્વરસાક્ષાત્કાર કરવાને ધ્યાન, સમાધિ, યોગ, ઈત્યાદિ તેઓ કરતા. પણ કોઈ વાતે પોતાના પ્રયત્નમાં સફળતા નહિ મળવાથી તે નિરાશ થયા. કોઈએ તેમને ગોધરા ભગતજી પાસે જવા જણાવ્યું.

દોલતરામ પંડિત ઘર ખોળતાંખોળતાં ભગતજી પાસે આવ્યા. ભગતજીના દર્શન થતાં જ તેઓ પ્રેમાવેશમાં આવી ગયા. પુસ્તકોના થોથાઓમાં શોધતાં નહિ મળેલી વસ્તુ તેમને આ મહાપુરુષના દર્શન થતાં અનુભવવા મળી.

મહાત્મા ગાંધીજીના મંત્રી શ્રી. મહાદેવભાઈ દેસાઈ પણ ભગતજીના પરિચયમાં આવેલા અને તેમનાથી ખૂબ આકર્ષાયેલા. ભગતજીના મૃત્યુ બાદ ૧૯૨૬, નવેમ્બર તા. ૧૪ મીના 'નવજીવન'ના અંકમાં તેમણે ભગતજી ઉપર 'એક સંતનો દેહત્યાગ' એ નામે એક લેખ લખ્યો હતો. તેમાં તેઓ જણાવે છે: "મારો એ સંત પુરૂષનો પરિચય મારા પિતા મારફતે થયેલો છે. કોલેજમાં અભ્યાસ કરતો હતો તે વેળા સ્વામી વિવેકાનંદનાં પુસ્તકો અને તે દ્વારા શ્રી. રામકૃષ્ણ પરમહંસનો કાંઈક પરિચય થયો હતો. એ પરમહંસની પ્રતિમૂર્તિ મને આ પુરુષમાં જોવાની મળી. એ પરમહંસનાં વચનોનું રહસ્ય આ સંત પુરૂષનાં વચનોથી મને સમજાયું. અનેક માણસોનાં જીવન તેમણે પલટાવ્યાં છે અને શાંતિ આપી છે."

આ ઉપરાંત વલસાડ મ્યુનિસિપાલિટીના સેક્રેટરી મણિભાઈ, વલસાડના પારસી ગૃહસ્થો ખુરશેદજી જીવણજી

ગઝદર, દીનશાજી, જીવણજી, તાર ખાતાના સુપ્રીન્ટેન્ડેન્ટ મકનજીભાઈ, જલાલપોરના મામલતદાર મોતીલાલભાઈ, અમદાવાદના એકઝીક્યુટીવ એન્જીનિયર પુરુષોત્તમદાસ ચોકસી, મનસુખભાઈ ભગુભાઈવાળા માકુભાઈ શેઠ, ભદેલીના દાક્તર ભીમભાઈ જેવા સમાજમાં મહત્વનું સ્થાન અને સારી પદવી ધરાવતા ગૃહસ્થો ભગતજીની ભક્તિથી આકર્ષાયા હતા અને તેમના ભક્ત બનીને રહ્યા હતા.

### સત્સંગમંડળો

આમ જુદા જુદા ગામોમાં ભગતજીના અનેક ભક્તો થયા. તેમણે ભગતજીને વારંવાર તેમને ઘેર તેડાવવા માંડ્યા. આથી તેમની આસપાસ અનેક સત્સંગમંડળો સ્થપાયાં.

આવાં સત્સંગમંડળો મુંબઈ, વલસાડ, નડિયાદ, અમદાવાદ, બોરીઆવી, રાણીચા, નવસારી, લીલાપુર, ભરૂચ, સુરત, વડોદરા, વાઘછીપા, ઈત્યાદિ સ્થળોએ સ્થપાયાં.

આ સત્સંગીઓ ભગતજી તેમના ગામ આવતાં બહુજ પ્રેમથી તેમનો સત્કાર કરતાં, કામધંધા મૂકીમૂકીને તેમની સેવા ઉઠાવતાં, મહિનાઓ સુધી તેમને પોતાને ઘેર રાખીને તેમનાં ભજનો ને ઉપદેશો સાંભળીને પાવન થતાં.

ભગતજી પણ ગુફામાં બેઠાબેઠા સાધના કરવી કે જ્ઞાન મેળવવું એવા મતથી વિરુદ્ધ હતા. જ્ઞાનનો લાભ લોકોને મળે તો જ તેઓ ધર્મને માર્ગે વળે અને જગતનું કલ્યાણ સધાય એમ તેઓ ચોક્કસ માનતા. તેથી તેમણે પણ સાજેમાંદે શરીરે આ ગામોમાં ફર્યા કર્યું. અને શરીર

ચાલ્યું ત્યાં સુધી લોકોને પોતાના અભ્યાસનો, જ્ઞાનનો, અનુભવનો લાભ આપ્યા કર્યો.

## સાદાઈના પ્રેમી

આ બધો વખત ભગતજીએ જીવનમાં સાદાઈનેજ જારી રાખી. લોકોમાં જરા માન મળે, જગતમાં જરા પૂજાવાય એટલે વેશમાં, રીતભાતમાં અને રહેણીકરણીમાં ફેરફાર કરવાનું મન ભલભલાને થઈ જાય છે. ભગતજીને મોટા શ્રીમંતો ભક્ત તરીકે મળ્યા, તેમના તરફથી માનમરતબા મળ્યા. છતાં તેમણે તેમના પોશાકમાં તો એક ટૂંકું ધોતિયું, નાનો સાફો અને એક પહેરણ જ રાખ્યાં. ઘેર અભ્યાસ વખતે કે ભક્તજનોની સભામાં એક નાની ગોદડી જ તેમનું આસન રહી.

## પૂરા નિસ્પૃહી

સાધુપણું ધારણ કર્યા છતાં, ઘણાં સંગ્રહવૃત્તિ-લોભવૃત્તિ છોડી શકતા નથી. કેટલાક તો માગીતાગીને મિલ્કતો જમાવે છે. ભગતજીને મન તો પારકું લેવું ને મરવું એ બે ય સરખું રહ્યું. પહેલી વખત તે જાત્રાએ ગયા ત્યારે ઋષિકેશમાં ધર્મશાળામાં ઉતરેલા. જોડેની ઓરડીમાં મુંબઈના એક શેઠ આવેલા. રાત્રે ભગતજીએ ભજન ગાયા ને શેઠ ખુશ થઈ ગયા. બીજે દિવસે શેઠે ભગતજીને તેમની સાથે જમવાનું કહ્યું પણ ભગતજીએ તો 'પૈસાનો ફાળો લો તોજ જમું" એવો જવાબ આપ્યો. શેઠે ઘણો આગ્રહ કર્યો છતાં ફાળો લેવાનું શેઠે કબૂલ કર્યું ત્યારે જ ભગતજી તેમની સાથે જમ્યા.

આમ મૂળથીજ ભગતજીમાં નિસ્પૃહીપણું હતું. ભગતજીના ભક્ત શેઠ વીસનજી ખીમજી ભગતજીના દર્શને ગોધરા ઘણી વખત આવતા. ભગતજીને ઘેર નીસરણી પરસાળમાં હતી. પરસાળમાં ઘણી વખત ભજનમંડળી કે સત્સંગમંડળ જામે. આથી તેમાં મેડા ઉપર જનારઆવનારથી વિઘ્ન થાય. આ ઉપરાંત ઘરમાં બીજી અગવડો પણ ઘણી. શેઠે ભગતજીને જરા ઘાટદાર ઘર બનાવી આપવા કહ્યું. પણ ભગતજીએ તો ચોકખું કહી દીધું: "મારે તેવી જરૂર નથી. છતાં જો બાંધશો તો મારા રામ અહીંથી બીજે ચાલ્યા જશે."

### સાધુસંતો પ્રત્યે પ્રેમ

ભગતજીએ જીવ્યા ત્યાં સુધી સાધુસંતો પ્રત્યે અપાર પ્રેમ દાખવ્યો. તેમને ઘેર આવનાર સાધુને ભોજન, વસ્ત્ર, એમ કંઈ ને કંઈ આપ્યા વિના એ રહેતા નહિ. એક દિવસ એક સાધુએ ગોધરે તેમની ખડકી બહાર અડ્ડો નાંખ્યો. ઘરે મહેમાન આવેલા. તેમને સાધુ પ્રત્યે ક્રોધ ચડ્યો. તેમણે સાધુને પગ ઝાલીને ખેંચવા માંડયો. ભગતજીની નજરે એ વસ્તુ ચડી. તે ખડકી બહાર દોડી આવ્યા. ગળગળા થઈને તેમણે કહ્યું "સાધુને સંતાપો છો?" બીજા દિવસ માટે પહેરવા માટે ધોઈને રાખેલાં ધોતિયું ને પહેરણ તેમણે સાધુને આપી દીધાં. 'પછી તમે શું પહેરશો?' એમ ઘરમાંથી કોઈએ કહેતાં તેમણે જવાબ આપ્યો: "હું લંગોટો મારી ફરતો ફરીશ. મારી ફીકર કરશો નહિ."

### સ્વાશ્રયના આગ્રહી

કોઈના ઉપર નભવું એ પાપ છે એ સિદ્ધાંતનું ભગતજીએ બરોબર પાલન કર્યું. શરીર ચાલતું ત્યાંસુધી તેઓ ભકતજનો પાસેથી કંઈ પણ કામ લેતા નહોતા. પોતાના ગુજરાન માટે તેઓ માટીનાં વાસણ ઘડવાનો ધંધો કરતા. ભગતજીનું ભક્તમંડળ શ્રીમંત હતું. તેમણે ભગતજીને અનેક વખત ધંધો છોડી દેવા આગ્રહ કર્યો અને તેમનો ખર્ચ ઉપાડી લેવા જણાવ્યું. પણ ભગતજીએ તેનો બધીયે વખતે એકજ જવાબ આપ્યા કર્યો: "ભાઈ, મહેનતમજૂરીથી ભાગનાર ઈશ્વરને શું મેળવી શકવાનો હતો?"

ચાકડો ફેંકી દેવાની ધમકી આપી પોતાને છોટુભાઈ દરૂએ લાચાર બનાવી મૂકયા ત્યાંસુધી તેમણે ધંધો ન છોડયો.

### નમ્રતાની મૂર્તિ

ભગતજી ઘણી વખત તેમનું પ્રિય ભજન ગાતા:

ઊંચા ઊંચા સૌ ચલે પણ નીચા ન ચલે કોઈ,
જો નીચા નીચા કોઈ ચલે તો સબસે ઊંચા હોઈ,
રામરસ ઐસા હૈ મેરે ભાઈ!

એ લીટીઓમાંની બોધરૂપ નમ્રતા તેમણે જીવનમાં પણ બરોબર ઉતારેલી. ભક્તિનો ગર્વ પણ તેમનામાં કદી આવેલો નહિ.

એકવાર ભગતજી સુરત ગયેલા. તેમના ભક્ત પ્રીજમોહનદાસને ત્યાં મુકામ કરેલો. એક સોની ભક્તને ભગત-

જીનાં પગલાં પોતાને ત્યાં થાય એવી ઈચ્છા થઈ. તેણે ભક્ત મિત્રોને પોતાને ઘેર બોલાવ્યા અને ભગતજીને પોતાને ઘેર બધાની વચ્ચે પધરાવ્યા. સોની ભક્તે અને તેના પત્નીએ ભગતજીની પૂજા કરવા માંડી. તેમને ગાદીએ બેસાડયા. અને તેમને હાર પહેરાવવા માંડયો. ભક્તમંડળમાં એક બ્રાહ્મણ બેઠેલો. તેને થયું: "હું બ્રાહ્મણ. મને હાર નહિ ને આ કુંભારને હાર ચઢે ?" ભગતજી તેના ચહેરાના હાવભાવ ઉપરથી તેની ઈચ્છા જાણી ગયા. પોતાની જગ્યાએથી એકદમ ઊભા થઈ ગયા અને હાથ ઝાલીને પોતાની જગ્યાએ બેસાડી, તેની પૂજા કરી તેને હાર પહેરાવ્યો.

જનતાના ઉપદેશક

સમાજને ધાર્મિકતાની વધુ ને વધુ નજીક લઈ જવો એ ભગતજીનો હેતુ હતો. તે માટે તેઓને ધાર્મિક ગ્રંથો, ભક્તિના પ્રકારો, ઈશ્વરને પામવાનાં સાધનો, અખા જેવા તત્ત્વજ્ઞાનીનાં ભજનો લોકોને સમજાવવા પડતા. એ બધું ભગતજી એટલી સરળતાથી સમજાવતા કે ગમે તેવી ગૂઢ વસ્તુ રમકડા જેવી બની જતી. ગીતાનો સિદ્ધાંત સમજાવતા તેઓ કહેતા : "જુઓને, ગીતાનું રટણ કરો તો ગીતા–ગીતા–તાગી–તાગી એમ સમજાય છે ને ? એટલે ગીતાનું રહસ્ય 'તાગી' અથવા ત્યાગીમાં છે. જેણે દેહબુદ્ધિ ત્યાગી છે તેણે ગીતાને જાણી." મોક્ષનો અર્થ સમજાવતાં એક સમર્થ પંડિતને તેમણે એકવાર ચોંકાવ્યા હતા : "મોક્ષમાં બે શબ્દ છે–મોહ અને ક્ષય. મોહનો ક્ષય એટલે મોક્ષજ છે."

ઉપદેશ આપવામાં, તેને લોકોના હૃદયમાં ઠસાવવામાં દષ્ટાંતો ખૂબ મદદરૂપ નીવડે છે. ભગજીને એક હજાર દષ્ટાંતો મોઢે હતાં !

### ભકિતની ઉત્કટતા

ભગતજી તેમની જીંદગીનો ઘણોખરો ભાગ ભગવદ્‌-ભજનમાં કાઢતા. પણ એ સામાન્ય ભજન કરનાર ભકત નહોતા. ભજન ગાતા કે સાંભળતા તેઓ પૂરેપૂરા તન્મય બની જતા.

એક વખત ગોધરે ભગતજીના આંગણામાં ભજન ગવાતા હતા. ભકતોની ઠીકઠીક સંખ્યા બેઠી હતી. ભજનની રમઝટ જામી હતી. ભગતજી એક ખૂણે ભજન સાંભળતા બેઠા હતા.

ત્યાં તો આંગણામાં આવેલા લીમડાના ઝાડમાંથી એક સાપ નીકળ્યો અને ભજન ગાનારના તંબુરા નજીક ગુંચળું વળી ફેણ માંડીને બેઠો.

લોકો ઊભા થઈ ગયા, નાસવા માંડ્યા ને બૂમાબૂમ કરવા લાગ્યા. પણ ભગતજી તો ન હાલ્યા કે ન ચાલ્યા. આંખો મીંચીને તે તો ભજનમાં લીન જ થઇ ગયેલા.

જ્યારે બૂમાબૂમ ખૂબ વધી પડી ત્યારે તેમણે આંખો ઊઘાડીને કહ્યું: “ એ પણ ભગત છે અને ભજન સાંભળવા આવેલા છે. ”

સાપ તો થોડીવારે ભગતજીની પાછળ થઇ ચાલ્યો

ગયો. પણ આ પ્રસંગે ભગતજીએ પ્રભુમાં દાખવેલી તલ્લીનતા જીંદગીની આખર સુધી તેમનામાં રહી.

હરહંમેશ તેમના હૃદયને ઈશ્વર માટે તીવ્ર ઝંખના રહ્યા કરતી હતી. એ ઝંખનાને વર્ણવતાં શ્રી. મહાદેવભાઈ દેસાઈ લખે છે: "'રામરસ' વાળું ભજન ગાતાં તેમનામાં જે મસ્તી અને ખુમારી મેં જોઈ છે તેવી ભાગ્યે જ બીજે ક્યાંયે જોઈ છે. તેમ સાથેસાથે ધ્રુવ અને પ્રહ્‌લાદનાં આખ્યાન કરતાં કરતાં આંસુની ધાર તેમની આંખમાંથી ચાલતી જોવાનું સદ્‌ભાગ્ય પણ પ્રાપ્ત થયું છે.

મેં નટુડી નામકી પ્યાસી, નીરખું મેરા નાથકું

એ મીરાંનું ભજન ગાતાંગાતાં અનેકવાર હર્ષાશ્રુ આવતા અટકાવતા મેં તેમને ભાળ્યા છે."

ભગતજીને સંગીતનું જ્ઞાન નહોતું. છતાં તેમની ભજનવાણીની અસર એટલી તો થતી કે તેના સાંભળનારના હૃદયમાં અજવાળું અજવાળું થઈ જતું. એ વિષે શ્રી. મહાદેવભાઇ દેસાઈ તેમનો અનુભવ જણાવે છે કે "તેમને ભજન ગાતાં સાંભળીને જે વિકારશાંતિ, જે આનંદ અનુભવ્યો છે તેવો ભલભલા ગાનારને સાંભળીને નથી અનુભવ્યો."

### જીંદગીનાં છેલ્લાં પાંચ વર્ષ

આમ કરતાં કરતાં ભગતજીની ઉંમર ૬૫ વર્ષની થઈ. એક વખતે ભક્તમંડળના આગ્રહથી તે વલસાડ ગયા. વલસાડમાં એક રાત્રે લોહીનો કોગળો આવ્યો. એ દિવસથી

તેમની તબિયત બગડી. ત્યારપછી તો અનેકવાર તેમને લોહીના કોગળા થવા માંડયા. ભકતોએ ઉપચારો કરવા માંડયા. આખરે નડિયાદના તેમના ભકત મોહનલાલ નારણદાસ ગાંધીની મહેનત અને ચાકરીથી તે મટયું.

ત્યારબાદ તેમને કાનની બહેરાશ આવી, તેમનું ગળું પણ બગડયું અને આંખે ઝાંખ પડવા લાગી.

મોહનલાલ ગાંધી તેમને અમદાવાદમાં ડો. અંકલેશ્વરીયા પાસે લઈ ગયા અને તેમના દવાખાનામાં મોતિયો ઉતરાવ્યો. પણ ત્યાં કારણવશાત એક દિવસ તેમને પેશાબ બંધ પડયો. નડિયાદમાં મોહનલાલ ગાંધીના દેશી ને વિલાયતી ઉપચારોથી તે દર્દ તાત્કાલિક તો મટયું. પણ મુંબઈમાં જ્યારે તેમને આંખની દવા કરાવવા માંડી ત્યારે પેશાબ એકાએક બંધ થયો. શેઠ વીસનજી તો આ વખતે અવસાન પામ્યા હતા. તેમના પુત્ર મથુરાદાસ ભગતજીના ભકત હતા. તેમણે ભગતજીને દવાખાનામાં દાખલ કરાવી ખૂબ જ ખર્ચ વેઠી તે દર્દ કાઢયું.

દર્દ જતાં ભગતજી ગોધરા આવ્યા.

એક દિવસ ભગતજી ઉપર શેઠ મથુરાદાસનો તાર આવ્યો. શેઠને વિલાયત જવાનું હોવાથી દર્શન ને આશીર્વાદ માટે ભગતજીને મુંબઈ તેડાવેલા. ભગતજી મુંબઈ ગયા. શેઠે વિલાયત જતા પહેલાં ભગતજીને અંધેરીના બંગલે રહેવાની સગવડ કરી આપી. ભગતજી એકાદ માસ ત્યાં રહ્યા. તેમની તબિયત ઘણી સુધરી.

એકાદ માસ મુંબઈ રહીને ભગતજી ગોધરા આવ્યા. ગોધરા આવતાં વેંત તેમને મરડો થયો. અનેકવાર પુષ્કળ લોહી પડ્યું. શરીરમાંથી શક્તિ ચાલી ગઈ ને તે પથારીવશ થયા.

ભક્તોને તેમની માંદગીની ખબર પડતાં એક પછી એક ગોધરા આવી પહોંચ્યા. નડિયાદવાળા મોહનભાઈ ને હરિભાઈએ તેમની ખૂબ ચાકરી ઊઠાવી.

### સાચી ઇશ્વરનિષ્ઠા

આ શરીરસંકટના સમયમાં ભગતજીએ અપાર શાંતિ રાખી. મહાત્મા ગાંધીજીના મંત્રી શ્રી. મહાદેવભાઈ દેસાઈ તેમને છેલ્લા દિવસોમાં મળવા ગયા. મહાદેવભાઈએ તેમને પ્રશ્ન કર્યો: "આપને આ કષ્ટ શા સારૂ?"

દાક્તરે ભગતજીને બોલવાની બંધી કરી હતી. તેથી તેમણે સ્લેટ પર લખીને જણાવ્યું, "લોહી ઘણું વધી પડ્યું હશે, એટલે નીકળી ગયું."

"આપના જેવા નિર્વિકારીને પણ એ શાને?" મહાદેવભાઈએ એમ ફરીથી પૂછતાં ભગતજીએ લખ્યું: "હું સંત નથી, સાચો ભક્ત નથી, હું તો પરમાત્મા રાખે તે રીતે રહેવામાં આનંદ માનનારો છું." વળી જરા અટકીને લખ્યું: "આ દેહ તો જડ છે. એક ચેતન પરમાત્મા સત્ય છે. તે એ દેહને જેમ રાખવો હોય તેમ રાખે, અને તેને જે જે થાય તે તે જાણે."

કેવું જબ્બર સામર્થ્ય! કેવી અડગ શાંતિ! કેવી અખૂટ ધીરજ! કેવી અલૌકિક નિષ્ટા!

## મૃત્યુ

આમ કરતાં કરતાં સંવત ૧૯૮૨ ના આસો વદ ૧૨ નો દિવસ આવ્યો. અગાઉથી મૃત્યુની જાણ થઇ હોય તેમ તે દિવસે સાંજના સ્નાન કરી ભગતજી પવિત્ર થયા. રાતના લગભગ નવ વાગતાં બધાને વંદન કરી તેમણે કહ્યું: "હવે મને કોઇ જગાડતા નહિ કે બોલાવતા નહિ." કહીને શાંતિથી મોઢું ખુલ્લું રાખીને તેઓ સૂઈ ગયા. બરોબર બાર વાગતાં તેમનો આત્મા નશ્વર દેહને છોડીને ચાલ્યો ગયો.

## અંજલિઓ

ભગતજીને તેમના ભક્તોએ અને બીજી સુપ્રસિદ્ધ વ્યક્તિઓએ લેખો અને ભાષણોદ્વારા અંજલિઓ અર્પી છે. મહાત્મા ગાંધીજીના મંત્રી શ્રી. મહાદેવભાઈ દેસાઈએ ભગતજીના અવસાન પછી ઈ. સ. ૧૯૨૬ ના નવેમ્બરની ૧૪મી તારીખના 'નવજીવન'ના અંકમાં 'એક સંતનો દેહત્યાગ' એ નામનો એક લેખ લખી તેમના જીવનનો પરિચય જગતને કરાવ્યો હતો. એ લેખમાં તેમણે લખ્યું છે :

"તેમનું નામ કદી છાપે નથી ચઢ્યું, તેમણે કોઈ સંપ્રદાય નથી ચલાવ્યો કે કોઇ મોટી પ્રવૃત્તિની આગેવાની નથી કરી, એટલે તેમને તેમના સમાગમમાં આવનારા થોડા

જાણે જ જાણે છે. પણ એ જીવનનું કિંચિત્ દર્શન અને સ્મરણ પણ પુનિત કરે એવું છે.

"તેમની સાથે કેટલોક સમય તો હું લાગટ રહ્યો છું અને પાછળથી દર વર્ષે એકાદ બેવાર તેમનાં દર્શન કર્યાં છે. આ સમાગમ દરમ્યાન તેમને મેં નિરંતર ભગવદ્-ભજનમાં લીન, ભગવત્ચર્ચામાં લીન, દેહાધ્યાસથી વિમુક્ત જોયા છે તેવા ભાગ્યે જ કોઈને જોયા હશે.

निर्मानमोहा जितसंगदोषा :
अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञ
र्गच्छन्त्यमूढा : पदमव्ययं तत् ॥

એ વર્ણનને મારી સમજ પ્રમાણે તેમનામાં મેં અજબ રીતે મૂર્તિમંત થતું જોયું છે."

ભગતજીના મૃત્યુ બાદ એક વર્ષે એટલે સંવત ૧૯૮૩ની ધનતેરશના રોજ ગોધરામાં ભગતજીની પુણ્યતિથિ ઉજવવામાં આવી હતી. તે માટે ગોધરાના શહેરીઓની એક જાહેર સભા મળી હતી. આ સભાનું પ્રમુખસ્થાન મુંબઈ સરકારના માજી પ્રધાન અને તે વખતના ગોધરાના ડેપ્યુટિ કલેક્ટર શ્રી. મોરારજીભાઈ દેસાઈએ સ્વીકાર્યું હતું.

એ સભામાં અંત્યજ આશ્રમવાળા મામાશ્રી. ફડકેએ જણાવ્યું હતું: "જીવોની આફત દૂર કરનાર માત્ર સંતો જ હોય છે, કેમકે ધર્મ એ માણસની પ્રવૃત્તિઓનું માન—અમૃત

સિંચનાર, વધારનાર બળ છે. મહારાષ્ટ્ર સંતમંડળે સામાજિક, ધાર્મિક તેમજ બીજી પ્રવૃત્તિઓમાં સારૂં કામ કર્યું છે. 'બાપજી' પણ સંસારમાં રહી સંસારની ઉપાધિમાં પડેલા જનોને ખરો માર્ગ બતાવતા એ તેમની વિશેષતા હતી. આજની વિભૂતિના જીવનમાં આપણે એ વસ્તુ રોજ જોઈ શકતા."

ભગતજીના ભક્ત તારખાતાના સુપ્રીન્ટેન્ડેન્ટ શ્રી. મકનજીભાઈ આ સભામાં વલસાડથી ખાસ આવેલા. તેમણે કહ્યું હતું: "'બાપજી' રામકૃષ્ણ પરમહંસની કોટિના સંત હતા. તેઓ વિદ્વાન ન હોવા છતાં તેમણે વિદ્વાનોનાં માન મૂકાવ્યા છે."

સ્મારક

ભગતજીની યાદગીરીમાં તેમના ભકતોએ ગોધરામાં તેમના રહેવાના સ્થળે વીસેક હજાર રૂપિયાના ખર્ચે નૃસિંહ-પુરુષોત્તમ મંદિર બંધાવ્યું છે. ભગતજી આ જ સ્થળે ભજનની રમઝટ બોલાવતા, આ જ સ્થળે સાધુસંતોનો પ્રેમથી સત્કાર કરતા. એ સ્થળે આજે પણ ભકિતનું વાતાવરણ જળવાઈ રહ્યું છે. આમ ભગતજીનું સ્મારક યોગ્ય જ થયું છે. આફ્રિકાનિવાસી જ્ઞાતિબંધુ શ્રી. ભીખાભાઈ ઉકાભાઈ માસ્તરના શબ્દોમાં કહીએ તો "ગોધરા આજે દરેક પ્રજાપતિ બંધુ માટે પવિત્ર ધામ છે."

# સંત શ્રી. ગોપાલદાસ

શાળામાં નામની કેળવણી લીધા છતાં તીવ્ર જ્ઞાન-પિપાસાથી ગહન ધર્મગ્રંથોનો ઊંડો અભ્યાસ કરી લગભગ આખી યે જીંદગી કથા–ઉપદેશ દ્વારા લોકોને તેનો લાભ આપનાર, પોતાના ઉપદેશમાં સામાજિક ઉન્નતિ અને દેશોદ્ધાર માટેના નવીન વિચારોને નીડરતાથી પ્રબોધનાર અને 'કહેણી તેવી રહેણી' રાખી કંઈક લોકોનાં જીવન પલટાવી નાંખનાર સંત શ્રી. ગોપાલદાસને આજે આખું યે નડિયાદ–બલ્કે આખું યે ચરોતર યાદ કરે છે.

ગોપાલદાસનો જન્મ ખેડા જિલ્લાના બોરસદ ગામે થયો હતો. સંવત ૧૯૨૪ ની શરદ્પૂર્ણિમા એ એમનો જન્મદિવસ. તેઓ જાતે પ્રજાપતિ હતા. તેમના પિતાનું નામ ગોવિંદદાસ અમથાભાઈ અને માતાનું નામ નાથીબાઈ.

ગોપાલદાસના પિતા માટીનાં વાસણો બનાવવાનો ધંધો કરતા હતા. તેમણે બાળક ગોપાલદાસને બોરસદની ગુજરાતી શાળામાં ચાર ધોરણનો અભ્યાસ કરાવીને પોતાના ધંધામાં પલોટ્યા. ગોપાલદાસે કુશળતાથી એ કળા હાથ કરી ને નાની ઉંમરમાં જ ધંધાદારી જીવનની શરૂઆત કરી.

પણ જેમ ઉષઃકાળના અંધકારમાં તેજકિરણો ભળેલાં હોય છે તેમ ગોપાલદાસના આ સ્થૂળ જીવનમાં ધાર્મિકતા ભળેલી જ હતી. કુમાર વયમાં જ તેઓ સાધુસંતોની મંડળીઓમાં જતા, તેમની બને તેટલી સેવા ઊઠાવતા અને તેમના મુખે રામાયણ, ભાગવત, ઇત્યાદિ ધર્મગ્રંથોની કથા રસપૂર્વક સાંભળતા.

યુવાનીમાં પગ મૂકતાં સામાન્ય લોકોની મહત્ત્વાકાંક્ષા સત્તા, સંપત્તિ, કીર્તિ, વિલાસ, ઇત્યાદિ મેળવવાની હોય છે. ગોપાલદાસે એ સમયનો જૂદી જ રીતે ઉપયોગ કર્યો. તેમણે અભ્યાસ તો ગુજરાતી ચાર ચોપડી સુધી જ કરેલો. પણ તેમનામાં જ્ઞાનપિપાસા ઘણી તીવ્ર હતી. તેથી તેમણે કેટલાક સાધુસંતો પાસે 'વિચારસાગર', 'પંચદશી', જેવા ગહન ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ કર્યો.

ગોપાલદાસની આ જ્ઞાનપિપાસા કેટલી તીવ્ર હતી તે એક પ્રસંગ પરથી સમજાય તેમ છે. ભાદરણમાં તે વખતે જાનકીદાસજી નામે મહારાજ રહેતા હતા. તેમણે 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'વાળા સ્વામી અખંડાનંદજીનાં જીવનપરિવર્તનમાં અગત્યનો ફાળો આપ્યો હતો. તેમની પાસે ગોપાલદાસ 'પંચદશી' નામના પુસ્તકનો અભ્યાસ કરતા અને તે માટે બોરસદથી ઠેઠ ભાદરણ સુધી પગે ચાલીને જતા.

પોતાને અભ્યાસ કરાવનાર સંતો પ્રત્યે ગોપાલદાસની

ગુરુભક્તિ પણ કેવી અજબ હતી! બોરસદમાં એક દરજી હતા. તે 'વિચારસાગર' ગ્રંથના સારા અભ્યાસી હતા. ગોપાલદાસ તેમની પાસે તે ગ્રંથનું અધ્યયન કરતા. ગોપાલદાસના આ વિદ્યાગુરૂ બોરસદથી ભાદરણ કપડાં શીવવા જતા. ગોપાલદાસ તેમનો સંચો પોતાને માથે ઊંચકીને ભાદરણ મૂકી આવતા.

આ સંતસમાગમ અને ધાર્મિક ગ્રંથોના અભ્યાસથી યૌવનકાળ પહેલાંજ ગોપાલદાસને ભક્તિનો રંગ લાગ્યો. તેમનાં અંતરમાં વૈરાગ્યની આછી જ્યોત જલી રહી.

ગોપાલદાસનાં લગ્ન બાળપણમાં થઇ ગયા હતાં. તેમની લગભગ ૧૯ વર્ષની ઉંમરે તેમનાં પત્નીને તેડવામાં આવ્યાં. ગોપાલદાસે 'સંસારસુ સરસો રહે ને મન મારી પાસ' એ ન્યાયે એકાદ વર્ષ ગૃહસ્થાશ્રમ ચલાવ્યો અને ત્યાગ ને રાગની વચ્ચે ઝૂલતાંઝૂલતાં તેઓ એક પુત્રીના પિતા પણ થયા.

તેમની ૨૦ વર્ષની ઉંમરે તેમના પત્નીને બળીઆનો વ્યાધિ થયો. તેની પીડા અસહ્ય થઈ પડવાથી કંટાળીને કૂવામાં પડીને તેમણે દેહ તજ્યો.

સગાંવહાલાંઓએ ગોપાલદાસને ફરીથી લગ્ન કરવા ઘણું સમજાવ્યા. પણ સંસારનાં એ ક્ષણિક સુખ તરફ તેમણે મમતા ન રાખી. ત્યાગ ને રાગમાંથી તેમણે ત્યાગને પસંદ કરી લીધો અને ઘરબાર તજીને ચારે ધામની યાત્રાએ તેઓ નીકળી પડ્યા.

આ યાત્રા તેમણે પગપાળા જ કરી. એટલું જ નહિ પણ તેમણે એ વખતે પગમાં જોડાં પણ પહેર્યાં નહિ. વળી આ યાત્રા દરમ્યાન એક ધોતિયું અને એક પહેરણથી વધુ કશું જ સાધન તેમણે પોતાની પાસે રાખ્યું નહિ.

આ પરિભ્રમણ દરમિયાન ગોપાલદાસે રામાયણ, યોગ-વાસિષ્ઠ, પંચીકરણ, ઉપનિષદ્, ઈત્યાદિ ધર્મગ્રંથોનો ઊંડો અભ્યાસ કર્યો, કેટલાય સાધુસંતોના સમાગમ સાધ્યા અને વિધવિધ અનુભવ પ્રાપ્ત કર્યા. પરિણામે તેમની જ્ઞાનસમૃદ્ધિ વધી ગઈ.

યાત્રા કરીને ગોપાલદાસ બોરસદ આવ્યા. બોરસદમાં આ વખતે એક ભક્તમંડળ હતું. ગોપાલદાસની જ્ઞાનસમૃદ્ધિ તેણે પારખી અને ખંભાતી દરવાજા બહાર એક બંગલો બંધાવી તેમને અર્પણ કર્યો.

ગોપાલદાસે આ બંગલે સવારસાંજ કથાપ્રવચન કરીને બોરસદની પ્રજાને ધાર્મિક ઉપદેશનો લાભ આપવા માંડ્યો. પણ પવિત્ર યાત્રાધામોનું આકર્ષણ તેમનાં મનમાંથી હજુ ઓછું થયું નહોતું. તેથી સંવત ૧૯૪૯ ની સાલમાં તેઓ ફરીથી ચારે ધામની યાત્રા કરવા નીકળી પડ્યા. આ વખતે પણ તેમણે પહેલાંની જેમ જ પગપાળા યાત્રા કરી. આ બીજી વારની યાત્રા દરમિયાન તેમણે અભ્યાસ, જ્ઞાન અને અનુભવ મેળવવામાં જરાપણ કચાશ રાખી નહિ.

જ્ઞાન અને અનુભવમાં અપાર વૃદ્ધિ કરીને ગોપાલદાસ

બોરસદ આવ્યા. મેઘ અને વૃક્ષની પેઠે મનુષ્યે પણ પોતાનું જીવનસર્વસ્વ પર કાજે અર્પણ કરવું જોઈએ એ વાત તેમનાં મનમાં ઠસી ગઈ હતી. બોરસદમાં અગાઉ રહેતા હતા તે બંગલે રહીને તેમણે સવારસાંજ કથા કરવા માંડી. આ કથા દરમ્યાન તેઓ 'યોગવાસિષ્ઠ'ની એકએક લીટી ઉપર મહિનાઓ સુધી વિવેચન કરતા. તુલસીદાસકૃત 'રામાયણ'નું વાચન પણ તેઓ એવા સરસ રાગથી અને તદ્રુપતાથી કરતા કે શ્રોતાઓ તે સાંભળીને મુગ્ધ બની જતા.

ગોપાલદાસના આ કથાઉપદેશથી કેટલીય વ્યક્તિઓનાં જીવનમાં પલટો આવી ગયો.

'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ના સ્થાપક અને ગુજરાતને ગામડેગામડે પાણીનાં મૂલે ધાર્મિક ગ્રંથોનો ફેલાવો કરનાર ભિક્ષુ અખંડાનંદજી મૂળ બોરસદના વતની હતા. "નડિયાદવાળા સ્વર્ગસ્થ ગોપાલદાસજી મહારાજની કથામાં એ જતાઆવતા હતા. તેમના દોસ્તો પણ જતા. તેમાંના બેત્રણ સાધુસંન્યાસી થઈ ગયા હતા. કથામાં એમને ભારે રસ આવે, ને મહારાજ સારાં સારાં જ્ઞાનનાં પુસ્તકો એમને આપે તે વાંચ્યા કરે.* " એ ઉપદેશના પ્રભાવથી સ્વામી અખંડાનંદજી વૈરાગ્યને માર્ગે વળ્યા.

બોરસદમાં એક મારૂ પ્રજાપતિ રહેતા હતા. ગોપાલદાસના સત્સંગને પરિણામે તેમણે સંન્યાસ લીધો ને બ્રહ્માનંદ

* શ્રી. રામકૃષ્ણ સેવા સમિતિ પ્રકાશિત 'ભિક્ષુ અખંડાનંદ'

નામ ધારણ કરી બોરસદમાં દશપંદર વર્ષ સુધી લોકોને ધર્મોપદેશનો લાભ આપ્યો.

આમ એક નહિ, બે નહિ, પણ પંદર વર્ષ સુધી ગોપાલદાસે પોતાના જ્ઞાનનો લાભ બોરસદની પ્રજાને આપ્યો.

એ સમય દરમ્યાન ગોપાલદાસે ભક્તમંડળના આગ્રહથી પેટલાદ, મહોલેલ, વસો, ઉણેલ (ખંભાત), બોરીઆવી, નાર, વડોદ, ઉમલ્લા (નાંદોદ રાજ્ય), ભરૂચ, નડિયાદ, વગેરે સ્થળોએ અવારનવાર પ્રવાસ કર્યો અને ત્યાંના લોકોને ઉપદેશ આપ્યો.

ગોપાલદાસ દર વર્ષે શ્રાવણ માસમાં નડિયાદ જતા. તેમનામાં સાદાઈ, નિસ્પૃહીપણું, ઈશ્વરનિષ્ઠા વગેરે સદ્ગુણો જોઈ ત્યાંના ભક્તમંડળમાં તેમનાં વ્યક્તિત્વની ઊંડી છાપ પડી. તેથી નડિયાદમાં સં. ૧૯૭૭ના શ્રાવણ સુદ ૧૧ના રોજ સત્સંગ મંડળની સ્થાપના થઈ. તેમાં ગોપાલદાસે 'ગૃહસ્થાશ્રમી કેવી રીતે સુખી થાય અને દંપતી સુમેળ અને પ્રેમથી વર્તે આલોક તથા પરલોક કેવી રીતે સુધારી શકે' એ વિષય ઉપર વ્યાખ્યાનો આપવાં માંડયાં. એ વ્યાખ્યાનો એટલાં તો આકર્ષક નીવડ્યાં કે દરરોજ સવારના ૭ વાગતાં બે હજારથી વધુ સ્ત્રીપુરૂષો તેનો લાભ લેવા ઉલટતાં.

આ વ્યાખ્યાનો નડિયાદમાં વડવા કૂવા પાસે આવેલી વૈષ્ણવોની શ્રી. સાત સ્વરૂપની હવેલીમાં આપવામાં આવતાં. તેમાં 'હર હર મહાદેવ'નો ઘોષ કરવામાં આવતો. વૈષ્ણવોની

હવેલીમાં 'હર હર મહાદેવ'નો ઘોષ થાય તે વૈષ્ણવ આચાર્યને રૂચ્યું નહિ. તેમણે ગોપાલદાસને તે ઘોષ બંધ કરવા જણાવ્યું. ગોપાલદાસે હવેલીનો ત્યાગ કર્યો અને ખુલ્લા મેદાનમાં વ્યાખ્યાનો આપવાં શરૂ કર્યાં.

થોડા વખત પછી ગોપાલદાસ પાછા બોરસદ આવ્યા.

પણ નડિયાદના લોકોને તેમની વાણીની અજબ મોહિની લાગી હતી. આવા સંત પુરુષનો લાભ જતો કરવાનું તેમને ઠીક લાગ્યું નહિ. નડિયાદના કાછિયાપટેલ શંકરભાઇ કુબેરભાઈએ પાંચ હજાર રૂપિયા કાઢયા અને બીજા પાંચ હજાર રૂપિયા બીજા સત્સંગીઓ પાસેથી એકઠા કર્યા. આ દશ હજાર રૂપિયાના ખર્ચે નાગરદાસજી મહારાજવાળા મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવામાં આવ્યો. નડિયાદના ભક્ત-મંડળના આગ્રહથી ગોપાલદાસ બોરસદથી નડિયાદ આવ્યા અને આ મંદિરમાં રહ્યા.

આ મંદિરમાં રહીને ગોપાલદાસે લોકોને ઉપદેશ આપ્યા કર્યો. પંચદશી, વિચારસાગર, ભગવદ્‌ગીતા, પંચી-કરણ, ઈત્યાદિ ગ્રંથોનું લોકોને અધ્યયન કરાવ્યું, પ્રજાની સામાજિક ઉન્નતિ માટે કેટલાક પ્રયત્નો કર્યા અને આમ બાકીની જીંદગી લોકકલ્યાણમાં વિતાવી.

ગોપાલદાસ માત્ર ધાર્મિક ઉપદેશ જ નહોતા કરતા. સામાજિક ઉન્નતિ અને દેશોદ્ધાર માટે પણ તેઓ વારંવાર આદેશ આપતા અને પ્રયાસ કરતા. નડિયાદની કાછિયા-

પટેલની નાત કોઇ દિવસ ભાણે બેસીને જમતી નહિ ને સૌ પીરસણ જ ઘેર લઇ જતા. ગોપાલદાસના પ્રયત્નથી આ ખર્ચાળ રિવાજ તે નાતમાંથી નાબૂદ થયો.

નડિયાદના કાકરખાડ, લખાવાડ તથા દેસાઇ વગાના પાટીદાર આગેવાનોએ ગોપાલદાસને બોલાવીને પોતાની કોમનું કઇ રીતે હિત થાય તે બાબત સલાહ લીધી. ગોપાલદાસે પાટીદાર કોમની સુધારણા માટે ૩૮ નિયમો ઘડી આપ્યા. એ નિયમો ઘણાને પસંદ પડી ગયા. પણ મોટા કુટુંબની ગણાતી બેચાર વ્યક્તિઓને મંજૂર નહિ હોવાથી તે અમલમાં આવ્યા નહિ.

નડિયાદમાં થોડાં વર્ષો પહેલાં ચાબહિષ્કારની ચળવળ ચાલી હતી. તેમાં પણ ગોપાલદાસે આગેવાનીભર્યો ભાગ લીધો હતો.

ગોપાલદાસના આવા સર્વદેશી ઉપદેશથી આકર્ષાઇને પૂજ્ય કસ્તુરબા ગાંધી, સરદારશ્રી. વલ્લભભાઈ પટેલ અને દરબાર ગોપાળદાસ પણ તેમની કથામાં એક દિવસ આવી ચડયાં. લોકો ઉપર પ્રભાવ પાડવાની તેમની શક્તિથી પ્રસન્ન થઈને તેમને ખાદી ભેટ ધરી અને તે ધારણ કરવા વિનંતી કરી. ગોપાલદાસે તે વિનંતી માન્ય કરી જીવનપર્યંત ખાદી ધારણ કરી. એટલું જ નહિ પણ પોતાની કથામાં આવનાર શ્રોતાઓને પણ તેમણે સ્વદેશીવ્રત લેવડાવ્યું. સ્વદેશી વસ્ત્ર પહેરનારે જ તેમની કથામાં આવવું અને ન પહેરનારે ન આવવું એવું સાફસાફ તેમણે શ્રોતાજનોને સંભળાવી દીધું.

આ પછી રાષ્ટ્રભક્તિના કે દેશોદ્ધારના વિચારો તેઓ વારંવાર તેમના ઉપદેશમાં રજૂ કરવા લાગ્યા. તેઓ કહેતા: " અમો બાવન લાખ ભેખને આ દેશસેવક, સ્વાર્થત્યાગી, આત્મભોગ આપનાર ગૃહસ્થ–સાધુઓએ લજવ્યા. કારણકે અમે ભેખધારી અમારી ફરજ અદા ન કરી શક્યા. જ્યારે આ સાધુઓ પોતાનું સર્વસ્વ દેશને માટે હોમી દઈ દેશનો ઉદ્ધાર કરવા લાગી ગયા છે." આમ દેશ પ્રત્યેની ફરજનું ભાન પણ તેમણે જનતાને કરાવ્યું.

ગોપાલદાસ ઉપદેશ આપવામાં ઘણા નીડર હતા. તેઓ કોઈની પણ પરવા કર્યા વિના પોતાને જે ઠીક લાગતું તે જણાવ્યા વિના રહેતા નહિ. ગરીબ કે તવંગર, નોકર કે અમલદાર, વેપારી કે ધર્મગુરુ એ દરેકને સમાન રીતે તેઓ તેમની ખામી બતાવતા અને તેમને સુધારવા ઉપદેશ આપતા. આથી તેમના વિરોધીઓ વધી પડેલા.

સમાજ ઉપર ભારરૂપ થઇ પડેલા ને યજમાનો ઉપર તાગડધિન્ના કરતા બ્રાહ્મણો અને સાધુઓ ઉપર તેઓ કડક ટીકા કરતા. આથી કેટલાક બ્રાહ્મણોએ તેમનો વિરોધ કરેલો. પણ જ્યારે શંકરાચાર્યજી નડિયાદ આવ્યા ત્યારે ગોપાલદાસે એક ઘણું પ્રભાવશાળી વ્યાખ્યાન આપ્યું. તેને પરિણામે શંકરાચાર્યજી ખુશ થઇ ગયા ને બ્રાહ્મણોનો વિરોધ શમી ગયો.

ગોપાલદાસના આવા ઉપદેશથી, તેમના આવા સ્પષ્ટ

વક્તૃત્વથી આકર્ષાઈને ઘણી પ્રતિષ્ઠિત વ્યક્તિઓએ તેમનો પરિચય સાધ્યો હતો. પેટલાદવાળા રાજરત્ન શેઠ નારણભાઈ કેશવલાલ, વડોદરા રાજ્યના નાયબ દિવાન રાવ બહાદુર શ્રી. ગોવિંદભાઈ હાથીભાઇ, મહિસુર રાજ્યના મુખ્ય એન્જીનિયર શ્રી. ચુનીલાલ તારાચંદ, નડિયાદના સરદાર ગોપાળદાસ વિહારીદાસ ઉર્ફે નાનાસાહેબ તેમાં મુખ્ય હતા. તેઓ ગોપાલદાસનો નમ્ર સત્યભર્યો ઉપદેશ સાંભળીને કહેતા: 'મહારાજ! દયાનંદ સરસ્વતીની જેમ તમારા પણ દુશ્મનો ઘણા હશે અને તમો જીવતા રહી શકયા છો એ જ અજાયબી છે!"

ગોપાલદાસના ભક્તમંડળમાં લક્ષ્મીનંદનો હતા અને તેમણે ધાર્યું હોત તો તેઓ ધનના ઢગલા પર બેસી શકયા હોત. પણ કેવળ નિસ્પૃહીપણું, કાંચનનો પરિત્યાગ અને અયાચક વૃત્તિ એ જ તેમને મન મોટી મુડી હતી. તેમણે જીવ્યા ત્યાં સુધી પોતાના ઉપયોગ માટે કોઇની પાસેથી કોડી પણ લીધી નહિ. એટલું જ નહિ પણ તેમના ધામમાં દર વર્ષે આષાઢી પૂર્ણિમા અને બેસતું વર્ષ એમ બે દિવસોએ ઉત્સવો થતા, તેમાં પણ વસ્ત્ર કે ધનની ભેટ નહિ સ્વીકારવાની તેમણે આજ્ઞા કરી હતી. તેમની કથામાં પણ કદી પૈસા સ્વીકારવામાં આવતા નહિ કે ઉઘરાણું કરવામાં આવતું નહિ. "દેવપૂજામાં ધન ન મૂકાવું જોઇએ, કેમકે ધન પ્રાપ્ત કરવામાં અનેક પ્રકારનાં પાપ થાય છે" એમ તેઓ વારંવાર કહેતા.

વેદાંતનો-ધર્મનો પ્રચાર ચાલુ રહે તે માટે ગોપાલદાસે સંવત ૧૯૯૨માં નડિયાદમાં 'વેદાંત ભવન' નામની સંસ્થા પણ સ્થાપી. એ સંસ્થા દ્વારા 'વિચારસાગર'નો પદ્યભાગ તથા જ્ઞાન કટારી, 'વેદાંતગુચ્છ-૩', 'તત્ત્વબોધ', 'વિચાર-માળા તથા પ્રકીર્ણ વિષયો' એ પુસ્તકો વિના મૂલ્યે લોકોમાં વહેંચવામાં આવ્યાં. આજે પણ એ સંસ્થા ધર્મનો પ્રચાર કરવાનું બહુમૂલ્ય કાર્ય કરી રહી છે.

આવી રીતે ગોપાલદાસે સત્તર વર્ષ નડિયાદમાં વીતાવ્યાં. તે દરમ્યાન તેમણે ઉપદેશદ્વારા કેટલાક સામાજિક સડાઓ દૂર કરાવ્યા, દેશપ્રેમની ઉન્નત ભાવના પ્રજામાં જગાવી અને ત્યાગ, સેવા ને સંયમભર્યું આદર્શ જીવન જીવી કૈંક લોકોનાં જીવન પલટાવ્યાં.

જનતાને ધર્મને પંથે ચઢાવવાનું આવું ભગીરથ કાર્ય કરનાર, સમસ્ત જીવન લોકકલ્યાણમાં ખર્ચનાર આ મહાત્માનું અવતારકાર્ય જાણે પૂર્ણ થયું હોય તેમ સંવત ૧૯૯૪ના માહ વદ ૭ ને રોજ સાંજના ૮ વાગે ૭૦ વર્ષની વયે તેમનું હૃદય બંધ પડ્યું. ચરોતરનો જ્ઞાનસૂર્ય એ દિવસે અસ્ત પામ્યો.

જનતાનું હૃદય જીતી લેનાર એ મહાત્માની ભવ્ય સ્મશાનયાત્રા બીજે દિવસે સવારમાં તેમના ભક્તમંડળે કાઢી. તેમના સત્સંગનો લાભ લેનાર ખેડાવાળ બ્રાહ્મણ ગૃહસ્થોએ તેમની શિબિકાને ઉપાડી. હરિકીર્તન અને વેદ-

સ્તોત્રોનો ઘોષ કરતાં સેંકડો નરનારીઓ એ સ્મશાનયાત્રામાં જોડાયાં. નડિયાદના લગભગ દરેક સંપ્રદાયની પ્રતિષ્ઠિત વ્યક્તિઓએ તેમના મૃતદેહને ફુલહાર ચડાવી તેમને અંતિમ અંજલિ આપી. સ્વામી આત્માનંદજી તથા સ્વામી બ્રહ્માનંદજીએ ચંદનકાષ્ટની ચિતામાં તેમના દેહનો વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કર્યો.

એ સ્મશાનભૂમિમાં તેમનાં પુણ્યસ્મરણમાં એક ગેલેરીવાળો ઓટલો તેમના ભક્તમંડળે બંધાવ્યો છે. આજે પણ ત્યાગ, સેવા ને સંયમનો સંદેશ માનવજાતને એ સુણાવી રહ્યો છે.

# પ્રજાપતિ કોમની બે અપૂર્વ સંસ્થાઓ

## ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ સભા

### આ સંસ્થાની નીચેની પ્રવૃત્તિઓને અપનાવો.

૧. **છાત્રાલય ફંડ**—આ સભા તરફથી મહેસાણા મુકામે સ્થાપવામાં આવેલ છાત્રાલય માટે આ ફંડ શરૂ કરવામાં આવ્યું છે.

૨. **વિદ્યા ફંડ**—જેમાંથી જ્ઞાતિનાં વિદ્યાર્થીઓને દર વર્ષે ૩૦૦-૪૦૦ રૂપિયા સ્કૉલરશીપો અપાય છે.

૩. **વેઠ નિવારણ ફંડ**—જેમાંથી જ્ઞાતિબંધુઓનાં વેઠનાં ગોઝારાં દુઃખો દૂર કરવા પ્રયાસો થાય છે.

૪. **'પ્રજાપતિ' સ્થાયી ફંડ**—જેમાંથી 'પ્રજાપતિ' માસિકની ખોટ પૂરવામાં આવેછે.

સારા માઠા પ્રસંગોએ ઉપરનાં ફંડોમાં દાન આપો.

'સભા'ના સભાસદ બનો.

લવાજમ વાર્ષિક ફક્ત ૮ આના

લખો :

**ચેલદાસ જેઠારામ ગુર્જર,**

મંત્રી : ગુજરાત પ્રાંતિક પ્રજાપતિ સભા

ઠે. ખાત્રીકૂવો, મુ. વિજાપુર

ઉત્તર ગુજરાત

## શ્રી ચરોતર પ્રજાપતિ સભા

o પ્રજાપતિ જાતિની સામાજિક, આર્થિક અને નૈતિક ઉન્નતિ સાધવા આ સંસ્થા ૧૦ વર્ષથી ભારે જહેમત ઊઠાવી રહી છે.

o પ્રજાપતિ સમાજની નવ-રચના માટે આ સંસ્થાએ 'સુસંગઠન સોસાયટી ફગર' પાંચ વર્ષથી અમલમાં મૂકયો છે.

o પ્રજાપતિ કોમના વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવા આ સંસ્થાએ એક વિદ્યાફંડ પણ સ્થાપ્યું છે.

## 'પ્રજાપતિ પત્રિકા'

o અને સૌથી અનોખી છેઃ આ સંસ્થા તરફથી દર માસે પ્રગટ થતી 'પ્રજાપતિ પત્રિકા' જ્ઞાતિની સર્વાંગી ઉન્નતિનું એ સક્રિય સાધન છે. એનું વાંચન તમને જરૂર પ્રેરક નીવડશે.

આજેજ તેના ગ્રાહક બનોઃ

લવાજમ ફક્ત રૂ. ૧॥

ઉપરની દરેક પ્રવૃત્તિને અપનાવો.

**કૃષ્ણાનંદ બ્રહ્મચારી**

વ્યવસ્થાપક : 'પ્રજાપતિ પત્રિકા'

ડભાણ ભાગોળ, નડિયાદ.


Dressed in latest
RUSTOM
Fabrics

